



# કુદન મણી.



બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા

પારસમણી. અમૃતવચન. આત્મના મહીનાના કર્તા,

મુ. ધીણોજ. DHINOJ.



શ્રી.

# કુન્દન મણી.

—— *×* ——

બનાવનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા**

પારસમણી. અમૃત વચન. આત્મના મહીનાના

કર્તા—મુ. ધીણોજ.



**અમદાવાદ**

ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની
'લિમિટેડ'મા મોતીલાલ શામળદાસે છાપી

સંવત ૧૯૭૦. ઇ સ ૧૯૧૪.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦.

કીંમત ૦-૪-૦



શ્રીયુત દલસગભાઈ મેઘરાજભાઈ.

કડીપ્રાત પચાયતના મેમ્બર મું. ખારા.

The Bombay Art Printing Works Fort

# અર્પણ પત્રિકા.

રા. રા. હલસંગભાઈ મેઘરાજભાઈ.

મુ૦ ખારૂ.

આપ સુપ્રસિદ્ધ અને પરોપકારી નરરત્નમાં શી-
રોમણી કડી પ્રાંત પંચાયતના મેમ્બર સાહેબ તથા
આપની પવિત્ર જ્ઞાતિના ભૂષણરૂપ, તથા વહેવાર
અને પરમાર્થના જ્ઞાતાને અભેદજ્ઞાનના ભંડારરૂપ છો.
તથા ખરા ધર્મની કદર કરી જાણો છો એવું મારા
જાણવામાં હોવાથી મારી અલ્પમતિથી હાલમાં
રચેલ આ લઘુ પુસ્તક નામે કુન્દનમણી. આપના
સૌભાગી હસ્તકમળમાં ઘણા હર્ષ સાથે અર્પણ કર-
વામાં આવ્યું છે તો આપ સ્વીકાર કરશો એજ
વિનંતિ તા. ૮-૨-૧૯૧૪.

મુ. [illegible]. — લી. આપનો શુભેચ્છક,

મહા સુદ ૧૩. — ભાવસાર જીવરામ [illegible].

## કુંડળીઆ છપ્પા.

રૂડું તો **ખારાય** છે, ગાયકવાડનું ગામ,
વસે પટેલ વિક્રમ સમો, **હલસિંગભાઇ** નીજ નામ
કરી દશે દીશ નામના, પ્રતાપવંત છે પુર;
પિતા **મેઘરાજભાઇનું**, રાખ્યું જગમાં નુર.
રાખ્યું જગમાં નુર, કીર્તિ કરણ સમ કહાવી;
છે ઇશ્વરની કરૂણાય, એથી કોઇ ન શકે ફાવી. ૧

વડુ માન વસ્તીતણું, રાજાનું પણ એમ;
લાંચ રૂશવત લેતા નથી, પ્રભુ ઉપર બહુ પ્રેમ
**કડી પ્રાંત પંચાયત** થયા, **મધ્યસ્થ પંચનું** માન,
જાચક આવે આંગણે, અગણિત દેતા દાન.
અગણિત દેતા દાન, વિવેકથી હદ તો વાળી;
મોટા જનો સાથે પ્રીત, પૂર્ણ પ્રગટ્યા ભાગ્યશાળી. ૨

નીજ જ્ઞાતિમા પણ માન, પાર્થસમ પ્રાક્રમ કીધુ,
બાંધ્યો છે રૂડો ગોળ, સુખ સર્વને દીધુ.
કરે ન્યાય નિરપક્ષ, કોઇ દીન અસત્ય નવ ચાલે,
જ્ઞાતિમાં કરે જે તોફાન, તેને શુળી સમ સાલે.
તેને શૂળી સમ સાલે, બાદ સાચાને સુખ આપતા;
ઇશ્વર એમને સહાય થાઓ, જે પરાયાં કષ્ટો કાપતા. ૩

# કદરદાનની પીછાન.

——✳✕✳——

મહેરબાનો તા. ૧૧-૨-૧૯૧૪ ના રોજે **ધીણોજ** ગામે ચોધરી પટેલોના ચોવીશીના ગોળના બેહજાર ઘરનુ મોટુ પંચ ભેગુ થયું હતું તેનાં તમામ ગામના આગેવાન ગૃહસ્થો પધાર્યા હતા તેમના મુકામે મારા તરફથી બહાર પડેલા પુસ્તકો નામે **પારસમણી**, તથા **અમૃત વચન** અને **આત્મના મહીના**ભેટ તરીકે પોહોચાડવામાં આવ્યાં હતાં તે પુસ્તકો તમામ પચ ભાઇઓએ વાંચી તેની ખરી કદર કરી છે ને તેના બદલામાં મને રૂ. ૨૦) અંકે રૂપીઆ વીસ ઇનામ તરીકે આપ્યા છે તે મેં લઈ ધર્માદા ખાતે જમે કર્યા છે વળી એટલેથી એ સુજ્ઞ નેતાઓને સતોષ નહી વળવાથી તમામ પંચ તરફથી કહેવામા આવ્યુ છે કે તમો આવા ઉત્તમ જ્ઞાનના ભડાર રૂપ નવીન પુસ્તકો બનાવી જાહેર પ્રજામા અભેદ જ્ઞાનનો વધારો થવા ફેલાવો કરો તો તે કામમાં તમને નાણાંની મદદ જોઇશે તે અમારી જ્ઞાતિના પચ તરફથી દીલશોજી રાખી વખતોવખત પૂરી પાડવામાં આવશે ધન્ય છે એવા શરવીર નરરત્નોને, તથા એમના આગેવાન **પટેલ દલસીંગભાઈ મેઘરાજભાઈને** કે પોતાની બીન કેળવાએલી કોમને સારા સારા બોધો આપી આવા ઉંચ જ્ઞાનના અભિલાષી બનાવ્યા છે માટે હુ પણ ઇશ્વિર પાસે એ માગું છુ કે એમની પવિત્ર જ્ઞાતિની દીન દીન ચડતી કળા થાઓ.

લી० ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા.

મુ० ધીણોજ.

———

શ્રી

મને આ કાર્યમાં મ્હારા એક મિત્ર તરફથી સારી રકમ આપવા ફરમાન થયું છે. એમનુ મુબારક નામ આ જગ્યાએ ખાસ આપવાની જરૂર છે પણ શ્રીમતે ના કહેવાથી લાચારી સાથે મોકુફ રાખવામા આવ્યુ છે પણ એમનો આભાર ભૂલુ એમ નથી. ખુદા એમનું ભલું કરો. મારા અંતઃકરણની એ પ્રાર્થના છે.

આ પુસ્તકને બ્હોળો ફેલાવો થવાના ઉત્તેજનાર્થે કમાલપરાના મુખી **પટેલ કેશરીસીંગ દલસંગભાઈ ચોધરીએ** પોતાનો હિશા દરસાવો રૂ ૨૫) આપવા ફરમાન કરવાથી એમના મુબારક નામની જગ્યો ઘણી ખુશી સાથે કરવામાં આવી છે ઈશ્વિર એમનું કલ્યાણ કરો મારી એ પ્રાર્થના છે.

## રાગ વૈદર્ભીનો.

કુન્દનમણી છે કામની, ખરીદો વ્હાલા વીર;
નામ પ્રમાણે ગુણ છે, થાશે શીતળ શરીર. કુન્દન૦ ૧
હરી વીમુખ જે નર હશે, ગુણહીણો ગુમાર,
પળમાં પાવન કરે એહને, ઉતારે ભવપાર. કુન્દન૦ ૨
ટાળે તાપ ત્રિવિધી તણાં, દોષ કરશે સૌ દૂર.
હરી કાજે હડીઓ કરે, તે દેખાડે હજુર. કુન્દન૦ ૩
મટે બળતરા સર્વ બહારની, બુઝાવે બધી આગ,
ભય ભાગે જમ દૂતનો, ઝટ જીવડા તું જાગ કુન્દન૦ ૪
સ્વર્ગ નર્ક નાશી જશે, પાડી ચટપટ ચીસ;
સચરાચર હરી દેખશો, કહુ છું વસા તે વીસ. કુન્દન૦ ૫
તીર્થ વ્રત કરવાં ટળે, પુણ્ય પાપ થશે ફોક;
બંધન બીતાં ફરે બાપડાં, મ્હોંઢે મૂકીને પોક. કુન્દન૦ ૬
માળાના ચાળા કરવા મટે, મટે એકાદશી અપવાસ,
બહાર જેને તમે ખોળો છો, દેખશો પોતા પાસ. કુન્દન૦ ૭
દુર્બિન છે દેવલોકનું, ગીતા સમ માંહી જ્ઞાન;
અમૃત રસ ઝલકાય છે, કરો પ્રીતેથી પાન. કુન્દન૦ ૮
પૈસા પરમાર્થમાં જશે, ખર્ચ કાઢતાં દામ,
એક પંથ દો કાજ છે, મળે મોક્ષ મુકામ કુન્દન૦ ૯
મુદ્દલ મૂલ મળે નહી, ફોગટ જેવો છે ભાવ,
ચાર આનાની ચીજમાં, લ્યો આત્મ લાવ. કુન્દન૦ ૧૦
ગામ ધીણોજમાં રહું, ભાવસાર જ્ઞાતિમાં વાસ,
જીવો કહે પ્રભુ પિછાનવા, રાખો પુસ્તક પાસ. કુન્દન૦ ૧૧

---

# સુચના.

સાહેબો આપને પ્રાર્થના કરવામાં આવે છે કે સેવક તરફથી **કુન્દનમણી** નામનું પુસ્તક બહાર પાડવામાં આવ્યુ છે તેના જે પૈસા ઉત્પન્ન થશે તે છપામણી તથા બીજું ફાલતું ખર્ચ થશે તે બાદ કરતાં વધારાના પૈસા ધર્માદા કામમાં વાપરવાના છે માટે જે સદ્‌ગૃહસ્થોથી તરફ ભેટ તરીકે મોકલવામાં આવે એમણે પોતાની લાયકાત મુજબ રકમ મોકલી આપવી ભક્તજનોને મફત આપવામાં આવશે સાધારણ માણુસોએ ચાર આના રોકડા આપી લેઇ જવી દેશાવરવાળાઓએ સાડાચાર આનાની પોસ્ટની ટીકીટો બીડી મંગાવી લેવી.

બાદ અમારી તરફથી **પારસમણી, અમૃતવચન, આત્મનાદ** **મહીના** એમ ત્રણે બુકો કેટલાક સદ્‌ગૃહસ્થોને પ્રથમ પહોંચાડવામાં આવેલી છે તેમાં કેટલાક સાહેબો સરત ચૂકી જવાથી ધર્માદા રકમ મોકલી શક્યા નથી તો મોકલવાની તસ્દી લેશો.

આ પુસ્તક રચી તૈયાર કર્યા બાદ તેની કાચી નોટ તૈયાર કરી આપવામાં થીણોજ કન્યાશાળાના હેડમાસ્તર સાહેબ **નારણભાઇ મુળજીભાઈ** તથા પાટણનિવાશી **પરી નટવરલાલ ગોવરધનદાસ** એ બન્ને મિત્રોએ પોતાનો અમુલ્ય વખત રોકી મને જે યોગ મદદ આપી છે તો તે બદલ એમનો આભાર ભુલાય તેમ નથી. તો પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે ઇશ્વિર તેમનુ કલ્યાણ કરો.

લી० આપનો શુભેચ્છક,

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા. મુ० થીણોજ.**

# ખાંસીનો શત્રુ.

ગમે તેવી હઠીલી જુનામાં જુની છ વરસની ખાસી જેવી કે ગળામાંથી ખોંખોં કે ખુસ ખુસ જેવો અવાજ નીકળતો હોય, માથામાં, પેટમાં, છાતીમાં ને લમણામાં શુળ જેવી વેદના થતી હોય, મોં સુકાતુ હોય, સ્વર બેશી જતો હોય, મો કડવુ થાતું હોય, તરસ લાગતી હોય, ખાશી ખાતા કંઠમાં દાહ થતો હોય, મો કફથી લીપાઈ જાતુ હોય, શરીર ભીંનુ રહેતુ હોય, માથામા વેદના થતી હોય, કડવી ઉલટી આવતી હોય, કફ વીનાની સુકી ખાંસી નીરતર આવ્યા કરતી હોય, શરીરમાં કફની ભરતી રહેતી હોય, ભોજન ઉપર અપ્રીતિ થાતી હોય નિરંતર ઉધરસનો વેગ અને તેની સાથે ઘાડો કફ પડયા કરતો હોય, તો અમારી ઉપર લખેલી દવા તુરત ખરીદો કારણ કે તે સેકડો દરદીઓપર અજમાવેલી છે ને તેણે પોતાનો અમલ બરાબર બજાવ્યો છે તો સત્વરે મગાવો.

કીમત રૂ. ૧-૪-૦. વી. પી. ખર્ચ જુદુ ચડશે.

મળવાનું ઠેકાણું

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા.**

મુ૦ ધીણોજ.

તા. ચાણસ્મા ( ઉ. ગુજરાત )

---

શ્રી



# કુદરતના મણી.

ચોપાઇ.

**વાંચી પુસ્તક પડે રમુજ,**
**જ્ઞાન ઘણુ ને કીમત જુજ.**

## સ્તુતિ.

વદુ શ્રી ગુરૂ દેવને, હુ વારીરે
એમના ચરણ કમળની માય. જાઉ બલીહારીરે. ૧

પાપ પળ માહી હરે, હુ વારીરે
દર્શન કરતામાં દુઃખજ જાય. જાઊ બલીહારીરે. ૨

તાપ ટાળે ત્રીવિધિ તણાં હુ વારીરે
તિમિર ટાળી કરે પ્રકાશ, જાઉં બલીહારીરે. ૩

ટાળે ફેરા જન્મ મર્ણનો, હુ વારીરે.
આપે જ્ઞાન તે સુધા સમાન, જાઉં બલીહારીરે. ૪

જીવ ટાળી શિવજ કરે, હુ વારીરે.
ભાગે ભ્રમણા કેરો તે કોટ. જાઉં બલાહારીરે. ૫
દર્શન કરાવે દેદારના. હુ વારીરે
એવા કરૂણા રસના ધામ, જાઉં બલીહારીરે. ૬
જેનું હ્રદય માખણ તુલ્ય છે, હુ વારીરે
પરોપકારમાં પ્રીતિ અપાર, જાઉં બલીહારીરે, ૭
લઉં આશરો ગુરૂ દેવનો, હુ વારીરે
એમની કૃપાએ કામજ થાય જાઉં બલીહારીરે. ૮
રંક ઉપર દયા આણજો, હુ વારીરે
છુ અજ્ઞાન આપનો બાળ. જાઉં બલીહારીરે. ૯
તમો ગુણસાગર ગરવા ઘણા. હુ વારીરે
સેવકની સદા લેજો સંભાળ. જાઉં બલીહારીરે ૧૦

---

# આત્મબળ.



પૂર્વે કાળમા **વિશ્વપુર** કરીને એક ઘણુજ મનોહર ને રમણીય નગર હતું. તે નગરમાં **ચિત્તસેન** નામે રાજા રાજ્ય કરતો હતો તે રાજાને બહુ જ સુંદર અને સર્વ ગુણ સંપન્ન લાવણ્યમય **લીલા** નામની રાણી હતી. તેના આખા રાજ્યના વિસ્તારનું કોઈ પણ માપ કરી શકતું નહોતું.( એટલે તે આખી સૃષ્ટિનો માલીક હતો ) એનો રાજ્ય કારોબાર ચલાવનારા કારભારીઓ પણ સુશિક્ષિત અને શાણા હતા, તેથી પ્રજામાં કોઈ દિવસે તોફાન, બખેડા તથા બંડ જાગતાં નહીં ને રાજ્યને બેસુમાર આવ-

દાની હોવાથી એ રાજાને સર્વ રીતે સુખ હતું. પરતુ એ જ્યારે પોતાના એકાંત સ્થળમાં બેસી " હું કોણ, ક્યાંથી આવ્યો, ને ક્યાં જઈશ, મારૂ શુ થશે, તેમજ મારૂ કર્તવ્ય શુ છે. એવા એવા પોતાના ચિત્ત સાથે વિચારો કરતો ત્યારે તે છેક દીગમુઢ સરખો બની જતો હતો. ને આંખમાંથી આસુ કાઢી મુખમાથી એવા ઉદ્દગાર નીકળતા હતા કે હુ અનાથ માર્યો જઈશ. વળી કોઇ દિવસે પોતાના વિહારસ્થાનમા પોતાની પ્રિયતમા મદુ ભાષણી સાથે વાર્તાલાપ કરતો હતો. ત્યારે તો એ એવો લટ્ટુ બની જતો કે કેટલાક દિવસો સુધી તો રાજ્યમાં શુ થાય છે તેનુ તેને લેશ માત્ર પણ ભાન રહેતું નહીં ને પોતાની પ્યારી લલનાના પ્રેમ પાસમાં બંધાઈ એક તાર થઈ જતો હતો, ને એ જેમ નચાવે એમ નાચતો હતો.

વાંચકે પણ જાણવુ જોઇએ કે જે પુરૂષ માયાની મોહીનીમાં સપડાયો હોય તે શુ અનર્થ નહીં કરી શકે? એવી રીતે લીલાની મોહીનીમા તલ્લિન બનેલો રાજા **ચિત્તસેન** જ્યારે પોતાના ચિત્તમાં હુ કોણ છુ. વગેરે વિચારો કરતો, ત્યારે એને એમ લાગતુ કે આ તમામ વૈભવો ખોટા છે ને આ મારો દેહ પણ ખોટો છે તો નકામા તેમા આસ્થા રાખી બંધાઈ રહેવુ એ શા કામનું. એમ કરી પોતાના મન સાથે નિશ્વાસ નાખી પશ્ચાતાપ કરતો હતો ને કહેતો કે મારા મનમાં જે સશગે વાસ કર્યો છે તે કેમ દૂર થાય ને હુ કેવી રીતે સુખી થાઉ મને કોણ સુખી કરે તે વાત એના પવિત્ર હૃદયમાંથી પળવાર પણ ખસતી નહીં, દુનિયામાં કોઇ એવી અશક્ય વસ્તુ નથી કે તે મેળવવા પોતાની અત્યંત જીજ્ઞાસા હોવા છતાં નહિ મળી શકે?

એ તો મહાન્ ઈશ્વરી સત્તાનો નિયમ છે કે જે વસ્તુનું જે તરફ વધારે ખેંચાણ થાય તે તરફ આપો આપ એની મેળે ખેંચાઇ જાયછે.

એવી રીતે **ચિત્તસેન** રાજા રાજ્યકાજ કરતો હતો છતા અહર્નિશ એનુ ચિત્ત "**હું કોણ**" એ જાણવા તલ પાપડ બની રહ્યું હતુ ને એજ લગની લાગી રહી હતી, એમ કેટલોક કાળ વ્યતિત થયા પછી એની સંપૂર્ણ જીજ્ઞાસાના પ્રતાપે કોઇ એક સમે મધ્ય રાત્રિના વખતે પોતાની પ્રિયતમા મન મોહિની **લીલા** સાથે પલગપર પોઢેલો છે તે કંઈ જાગૃત, કંઈ ઉંઘતો એવી અવસ્થામા પોતાના મન માંયે એવા વિચારો કર્યા કરે છે કે મારા મનનું સમાધાન ક્યારે થશે ને હું મુગ્ધા ક્યારે થઇશ એવી હૃદય ઉર્મિમાં ગુથાયેલો છે એટલામા એકાએક ઇશ્વિરી માયાએ દીવ્યરૂપ ધારણ કરી આકાશ માર્ગેથી વીજળીના ઝબ-કારાની પેઠે પ્રકાશથી પોતાના ગૃહ શયનમા પ્રવેશ કર્યો. એવો એને ભાસ થયો, ને જાણે તેણે પોતાના ચતુર ભુજાઓ વડે નૃપ તથા રાણી બન્નેને ઉચકી એકદમ આકાશ માર્ગે ગમન કરતી દેખાવા લાગી, તે દેવી એવા વેગથી ચાલતી હતી કે રાજા પોતે કાંઇ પણ રસ્તાની લીલા જોવા જાય એટલામાં તો એ કરોડો જોજનનો રસ્તો વટાવી આગળને આગળ ચાલતી હતી એથી વધીને કહીએ તો એના પ્રચંડ વેગના આવેશમા ભાન રહિત થઇ ગયા હતા, એવી સ્થિતિમા એ સ્ત્રી પુરૂષ કેટલોક વખત રહ્યા પછી એકદમ જાગી ઉઠયાં ને જુએ છે તો એ એક અશોક તરૂ નીચે બેઠેલા છે એમ તેમને દેખાયુ એમને અહી સુધી ઉચકી લાવનારી માયાવી શક્તિ ક્યાંએ અદ્રષ્ય થઈ ગઈ એની જરાએ ખબર રહી નહિ પણ એ શક્તિ કોણ હતી, એ તો એના હમ્મેશના મનોબળના વિચારોનુ સમગ્ર બળ એકઠું થવાથી એનુ દેવી રૂપ ધારણ કરી એને એવા પવિત્ર અમરગીરિ નામના રમણીય સ્થાન પ્રત્યે લઈ ગઇ હતી એ **ચિત્તસેન** રાજા તથા **લીલા** રાણી જ્યારે આંખ ખોલી નજીકમાં જુએ છે તો એક તેજોમય દીવ્યમૂર્તિ જોડેના

કદમ વૃક્ષની નીચે બીરાજમાન જોવામા આવી, એના આખા શરીરે ભસ્મ ધારણ કરેલી હતી, એનુ વય કેટલું હશે તે કોઇપણ કળી શકે તેમ નહોતુ.

આ ઉપરથી વાંચકને પ્રશ્ન થશે કે એ મહાત્મા તે કોણ? એના જવાબમાં જણાવુ છુ કે તે બીજુ કોઈ નહીં પણ તે **ચિત્તસેન** રાજાના ઘણા વખતના વિચારો એકઠા થવાથી ભાવના બળે કરી મૂર્તિમાન સ્વરૂપ ધારણ કરી એના મનના સંશય દૂર કરવા એ નિરજન પ્રદેશમાં આવી પદ્માસન વાળી વ્યાઘ્ર ચર્મ ઉપર બિરાજમાન થયા હતા.

આપણે હવેથી તે મહાત્માને **વિચારસાગર**ના નામથી ઓળખીશુ અને એમનેજ એ રાજાના ચિત્તનુ સમાધાન કરવા પોતાની યોગશક્તિ વડે બોલાવી લીધો છે. તો હવે તેની મન કામના પરિપૂર્ણ થશે રાજા તથા રાણી એકદમ ઉઠી મહાત્માના ચરણ કમળમાં પ્રણામ કરવા નડી પડયા ને ગદગદિત કંઠે સ્તુતિ કરવા લાગ્યા કે હે કૃપાળુ ગુરૂ દેવ અમો શરણાગતને નિર્ભય કરશો, હે દીન વત્સલ દયાના સાગર! અમો આ અસાર સંસારના કીચડમાં ખુચી ત્રિવિધિના તાપોમા બળ્યા કરીએ છીએ એવા એવા ઉદ્દગારો એમના મુખમાથી નીકળતા હતા તે પહેલા એ પવિત્ર મહાત્મા એકદમ બોલ્યા કે ઓ જીજ્ઞાસુ ભક્તરાજ તુ ચિન્તા માં કર. હે બાપ! તારા મનમાં જે જે વિચારો ઘોળાયા કરે છે તે સર્વ મે જાણ્યા છે અને હવે તુ સર્વોત્તમ સુખનો અધિકારી બન્યો છે ને તારાંજ દુઃખ દળવા માટેજ મેં તને તથા તારી મનની વૃત્તિ રૂપ **લીલા** રાણી સાથે અહી બોલાવ્યો છે તો હવે તારૂં દુઃખ ક્યમ રહેશે! માટે તુ નિશ્ચિત થા. અને આ નજીકમાં આવેલા સરોવરમા તારી રાણી સાથે જઈ સ્નાન કરી પવિત્ર થઈ જળ પાન

ફરી અહીં આવ એટલે હુ તારા મનની સર્વ કામના સપૂર્ણ કરૂ. જેવી માહાત્માની આજ્ઞા થઇ કે તરતજ રાજા રાણી બન્ને ઉભાં થઈ બતાવેલી જગા ભણી ગમન કરવા લાગ્યાં થોડેક દૂર ગયાં એટલામાં જમણી બાજુના પ્રદેશમાં એક વિશાળ સરોવર દ્રષ્ટિગોચર થયુ એના કિનારા ઉપર આવી જુએ છે તો કોઇએક અલૌકિક દેખાવ દસ્યમાન થઈ રહ્યો છે. સરોવરની ચારે તરફ સ્ફાટિક મણીથી પાળ તથા કિનારા બાંધવામાં આવેલા છે ને આજુબાજુ ચોતરફ કદાએ નહી દેખેલાં એવા જુદી જુદી જાતના હારબંધ વૃક્ષો પોતાના ઉપરના અમૃત ફળોનો ભાર નહી ઝીલી શકવાથી લતાઓ છેક નીચી નમી રહી છે તે પર મોર, પોપટ, કોકિલા, મેના વગેરે ઘણી વીચિત્ર જાતનાં પક્ષીઓ પોતાની મધુર વાણી વડે ટોકાર કરી રહ્યા છે

કોઈ કોઈ પક્ષીઓને તો સોનેરી પાંખો ને ઘણી સુદર રગ બેરગી કલગીઓ જોવામાં આવે છે.

સરોવરના જળની અદર દીવ્ય કમળોનો દેખાવ ઘણોજ મનોહર છે તેથી મનને અવર્ણાય અનદ આપે છે એકદર શોભાનુ વર્ણન મુખદ્વારા કહી શકાય તેમ નથી, એતો એને જુએ તેજ જાણે રાજા રાણી એ સરોવરમા ઉતરી સ્નાન કરી જળપાન કરી પવિત્ર થયા એ જળ પીતાંની સાથેજ એ બન્નેનું એકજ સ્વરૂપ થઇ ગયુ (રાજા એકલો રહ્યો) એવો એ જળનો અલૌકિક ગુણ હતો પોતાની રાણી નહી દેખાવાથી રાજાને અતિશય શોક થવો જોઇએ પણ તેના બદલામા તો તે ઉલટો એમ માનવા લાગ્યા કે હુ એની આપદામાંથી મુક્ત થયો તેથી ઘણા હર્ષમા આવી કહેવા લાગ્યો કે હવે હુ એક ચિત્તે ગુરૂ સન્મુખ રહી મારા મનનું સમાધાન કરીશ એમ નિશ્ચય પર આવી આશ્રમ ભણી જવા તત્પર થયો.

રસ્તે જતાં મનહર પુષ્પોનાં વૃક્ષો નજરે પડવાથી કેટલાંક સુવાસિત પુષ્પો ગુરૂ પૂજા માટે વીણી લીધાં, પોતાને ક્ષુધા લાગી હતી અને અમૃત ફળો જ્યાં જુએ ત્યાં ઝાડો પર લચી રહ્યા હતાં ને તે પોતાના ભણી આવકાર આપતાં હતાં પણ ગુરૂ આજ્ઞા મળેલી નહિ હોવાથી પોતાનું મન વશ રાખી એકદમ આશ્રમ ભણી ચાલી આવ્યો ને આણેલા પુષ્પો ગુરૂ મસ્તક પર બે કરવડે વૃષ્ટિ કરી ગુરૂ આજ્ઞા થતાની સાથે સન્મુખ બેઠો કેટલીક વાર પછી તે મહાત્મા બોલ્યા કે તું ક્ષુધાતુર છે માટે પોતાની પાસે પડેલી ઝોળીમાથી બે ફળ આપ્યા ને કહ્યુ કે લે આ દીવ્ય ફળો ખાઇ તારી ક્ષુધા શાન્ત કર, એમા એવો ગુણ છે કે એ ખાવાથી તને હરિ માર્ગમાં તે દુષ્ટા (ક્ષુધા) અતરાય કરી શકશે નહિ.

આવો પોતાનો મનોભાવ જાણવાની અદ્‌ભુત શક્તિ જોઈને ચિત્તસેન રાજા અવર્ણીય આનદ સાગરમાં ડોલવા લાગ્યો ને ગુરૂ પ્રત્યે કહેવા લાગ્યો કે "હું કોણ" એ મારાથી સમજી શકાતુ નથી. એથી હુ પૂર્ણ પરિતાપને પામ્યો છુ તેથી કરી મારા મનને ક્લેશ રહિત કરવા કૃપા કરશો કે જેથી હુ અખડ સુખનો ભોક્તા બનું એવી મારી જીજ્ઞાસા છે ને એજ મારો પ્રશ્ન છે.



# ઉપદેશામૃત.

---

**વિચાર સાગર**—હે બાપ ' તને ધન્ય છે કે આવા ઉત્તમ પ્રકારના વિચારો થવા તે કાંઇ સહેલું કામ નથી આ અસાર સંસારના રગડામા તો અસખ્ય જીવો આળોટયા કરે છે અને આવક જાવકની પેઠે આ ઘટમાળના યત્રમા ફર્યા કરે છે, પણ " હું કોણ " એવો જે પોતાના સ્વરૂપને જાણુવાનો અલભ્યમા અલભ્યને મોટામા મોટા પ્રશ્ન તો કાંઈ તારા જેવા મુમુક્ષુ ભાગ્યશાળીના હૃદયમાજ ઉત્પન્ન થાય છે તો તારી પ્રશસા હું કેટલી કરૂં " પૂર્વ કાળમા ત્રેતાયુગમા અયોધ્યા નગરીમાં દશરથ રાજાના પુત્ર શ્રી **રામચંદ્રજી** થયા હતા એમની સોળ વરસની વયમા તારા જેવા વિચારો પોતાના હૃદય આકાશમાં એકદમ સ્ફુરી આવ્યા હતા ને " હુ તે કોણ " એ જાણુવા માટે એમના કુળ ગુરૂ **વસિષ્ઠ**ની પાસે તારીજ પેઠે ગૃઢ પ્રશ્ન પૂછયા અને એ પ્રશ્નના ઉત્તરમા એ સમર્થ ગુરૂએ અનેક તરેહની યુક્તિ પર યુક્તિથી સિદ્ધાંત દૃષ્ટાંત સહિત મોટા વિસ્તાર વાળી સંહિના સંભળાવી હતી અને એમના મનનું સમાધાન કરી જીવન મુક્ત કર્યા હતા. " તે કથા અદ્યાપિ **યોગવસિષ્ઠ**ના નામથી સુપ્રસિદ્ધ છે ને એ કથા પ્રસગે હુ પણ ત્યા હતો તેથી સર્વજ્ઞ છુ ને એથી તારા મનનુ સમાધાન થઇ ગયુ એમ તુ માન, તું પણ **રામચદ્રજી**ના જેવો છે એથી જ તને એવા ઉમદા વિચારો ઉદ્ભવી આવ્યા છે એ તારૂ અહો ભાગ્ય સમજવુ. બાકીના અલ્પ જીવોને તો એ જાણુવુ દુર્લભ છે પણ એમના વહેવાર પૂરતું પણ પૂરેપૂરૂ સમજવાને માટે જરા પણ વિચારો કદાપિ સ્વપ્નામાં એ પણ થતા નથી, ને નર, પશુની પેઠે પોતાનુ

આયુષ્ય પૂરૂં કરે છે એવા અનાધિકારી વિમુખ જીવોને ધિક્કાર છે, હે બાપ! **ચિત્તસેન**! હવે તું બીજી પ્રવૃત્તિ મૂકી સ્વસ્થ થા. ને તેં જે "હુ કોણ" એવો જે મોટામાં મોટો ને ગહનમા ગહન પ્રશ્ન પૂછ્યો છે તેનો ઉત્તર સાંભળ

તું નિરંજન નિરાકાર, જન્મ મરણથી રહિત સાક્ષાત્ આત્મસ્વરૂપ ઇશ્વર, સુખ દુ:ખથી મુક્ત, આનદ સ્વરૂપ, ત્રણે અવસ્થાને જાણવા વાળો સાક્ષી રૂપ આત્મા છે એમ જાણ એટલે તારા સર્વ પરિતાપ ટળી જશે અને અખંડ સુખનો ભોક્તા બનીશ

**ચિત્તસેન**—હે સર્વ મહાત્માઓમા શિરોમણી, ગુરૂદેવ! આપે મને ઇશ્વિર સ્વરૂપ કહ્યો એ કેમ મનાય, ઇશ્વર તો સર્વજ્ઞ છે ને એની સત્તા એ આ જે કંઈ દેખાય છે તે ચળ અચળ સર્વ જગત ઉત્પન્ન થાય છે અને હું તો અલ્પજ્ઞ છુ એટલે કાઇ પણ કરી શકુ એમ નથી, તો પણ મને સાક્ષાત્ આત્મ સ્વરૂપ માનવો તે કેમ સંભવે. તે આપ કૃપા કરીને કહેશો કે જેથી હુ સંશય રહિત થાઉં.

**વિચાર**—હે મૂકતેચ્છુ? તારો સશય દૂર કર. તું ઇશ્વર કેમ કહી શકાય, તે સાભળ. આ જે નાના પ્રકારનું જગત ચલન વલન કરી રહેલુ છે ને જે કઇ વિચિત્રતા દેખાય છે તે વસ્તુ, સ્થિતિએ કંઇજ નથી પણ સત્તા માત્ર જ્ઞાન સ્વરૂપની છે. એટલે જેમાં જાણવાની શક્તિ સમાયેલી છે ને નિર્ગુણ છતાં સર્વ ગુણોના ધર્મો વાળુ જણાય છે તેથી તુ સર્વજ્ઞ છતાં અલ્પજ્ઞની માફક જીવ ભાવને પામ્યો છે જેમ કોઇએક બ્રાહ્મણ હતો એણે અજાણપણાથી માદક પદાર્થનુ સેવન કર્યુ હતુ તેથી એને તેની કેફ ચઢી તેના લીધે મ્હોંઢેથી હુ શુદ્ર છુ એમ બોલવા લાગ્યો. પણ ખરૂ જોતાં એ શુદ્ર નહોતો પણ શુદ્ધ બ્રાહ્મણ હતો. એમ તને પણ માયારૂપી માદકની કેફ ચઢી છે એથી

તું હું જીવ છુ એમ બકયા કરે છે. જેમ પ્રભુ આખા જગતનો કર્તા, ભોક્તા સંહારક અને પાલન કર્તા છે તેમ તું પણ એની પેઠે કર્તા ભોક્તા, સંહારક અને પાલણ કરનાર છે જેથી તને અલ્પજ્ઞ કેમ કરીને કહી શકાય.

**ચિત્તસેન**—હું એવો કેવી રીતે કહેવાઇ શકુ ? શું હુ સૃષ્ટિ ઉત્પન્ન કરી શકુ એમ છું ?

**વિચારસાગર**—હા બાપ ! તું વિચાર કરી જો કે તારે કેટલા પુત્રો છે...તે જો તું ન હોત તો તે પુત્ર હોત ખરા કે ?. .ત્યારે તું તેનો રચનાર ખરો કે નહિ. તેમ તું રાજા હોવાથી બીજા ગરીબો કરતાં કેટલો મોટો વૈભવ ભોગવે છે તો ભોક્તા કેમ કહી ન શકાય. વળી તે નિર્બળ શત્રુઓનો સંહાર કરી લાખો પ્રાણીઓનો ભોગ લીધો છે. જેથી તું સંહારક પણ થયોને. તારા પાછળ તારી અપાર સેનાનું ભરણ પોષણ થાય છે તેથી તુ પાલન કર્તા પણ ગણાય છે તો તારામાં ને ઇશ્વરમાં ભેદ કયા રહ્યો કે તુ જીવાત્મા ગણાય, માટે તુ જીવાત્મા એવી સંજ્ઞા મૂકીને શુદ્ધ શિવાત્મા છે એમ જાણ એટલે તારા સર્વ સશયો બળી ભસ્મિભૂત થશે.

**ચિત્તસેન**—હે ગુરૂ દેવ ! ઇશ્વરની સત્તા તો સર્વત્ર ચાલે છે ને મારી સત્તા તો માત્ર મારા રાજ ઉપર ચાલે છે એથી કરીને પણ હું ઇશ્વર કહેવાઉં નહિ તે સિદ્ધ થાય છે. છતાં આપ મને ઇશ્વર કહો છો એ ભેદ મારાથી સમજી શકાતો નથી તો આપ આનો ખુલાસો કરવા કૃપા કરશો.

**વિચારસાગર**—હે વત્સ ! તને ધન્ય છે. તુ એમ તો કબુલ કરે છે કે હુ મારા રાજનો ઇશ્વર થયો એવું તારા બોલવા ઉપરથી સિદ્ધ થાય છે. એવી રીતે આખા બ્રહ્માંડની ઉપર તારા જેવી સત્તા

જુદા જુદા સ્વરૂપે પોતાનું કામ નિર્ભયપણે અદૃશ્ય રૂપે ચલાવી રહી છે તેથી કરીને તમામ ક્રિયાઓ એની મેળે થયા કરે છે. જેમ કોઇ એક કારખાનાની અંદર તેના મુખ્યસ્થાને એક મોટુ એન્જીન ગોઠવેલુ હોય છે તેમા એ કારખાનુ ચલાવવાની તમામ સત્તા રહેલી છે. (સંચાઓ ગોઠવેલા હોય છે) ને તેના આધારેજ એ કારખાનુ ચાલ્યા કરે છે એવી રીતે બીજાં કારખાનાં હોય છે તેમાંએ પણ તેવાજ પ્રકારનાં ઇન્જીનો ગોઠવવામાં આવ્યાં હોય છે ને તે એન્જીનો પણ પૂર્વના એન્જીનની માફક પોતાના કારખાનાનું કામ ચલાવ્યા કરે છે તેમ જોતાં એ એન્જીનો તથા કારખાનાં જુદા જણાય છે પણ તે સર્વમાં સત્તા તો માત્ર એક સરખી હોય છે તેમાં ફેર એટલો છે કે જેમ એન્જીન મોટુ તેમ તેના પ્રમાણમાં સત્તા પણ એટલી વધારે હોય છે ને નાનામાં થોડી હોય છે તેમ તારામાં ને તું જેને ઇશ્વિર માને છે તેમા સત્તામાં નાના મોટા પ્રમાણ જેટલો ફેર છે પણ સત્તા તો એકજ સ્વરૂપ જાણી ભેદાભેદ ગણવો નહી.

**ચિત્તસેન**—આપે કહ્યુ કે સત્તા સર્વે એક સ્વરૂપ છે તો ઇશ્વિરી સત્તાએ તો ઝાડ, પહાડ, વરસાદ, વીજળી, સુરજ, ચદ્ર, તારા એમ અનેક જુદી જુદી જાતની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ને મારી સત્તાએ તો માત્ર બીજા માણસો જે કરે છે તે પ્રમાણે મારાથી પણ થાય છે તો હું ઇશ્વર કેમ કહેવાઉ.

**વિચારસાગર**—હે વત્સ ! તારા સમજવામાં બહુ ભુલ છે તે તુ તપાસીને જો. જેમ તારાજ રાજ્યમાં તારા નોકરો, કોઇ સિપાઇ, હવાલદાર, તલાટી, ફોજદાર, તજવીજદાર, કારકુન, વહિવટદાર, ન્યાયાધીશ, સુબા, દિવાન વગેરે અમલદારો છે, તેમજ વળી તારી પ્રજામાં પણ જેમ જુદી જુદી જાતો છે ને તે જુદા જુદા પ્રકારના ધંધા

કર્યા કરે છે તેવીજ રીતે તારામાં જુદી જુદી દસ ઇન્દ્રિયો જુદા જુદાં કામો બજાવી રહી છે ને તેના એકનુ કામ બીજાથી બજાવી કે કરી શકાતું નથી (નાકનુ કામ મ્હો કે આંખ કરી ન શકે) એવી રીતે ઇશ્વરી સત્તા જુદા જુદા સ્વરૂપે રહી જુદા જુદાં કાર્યો કર્યા કરે છે તેથી તને ભિન્ન ભિન્ન દેખાય છે પણ તેનો ખરો વિચાર કરવાથી સત્તાનું સ્વરૂપ ભિન્ન દેખાતુ નથી માટે તારામા ને ઇશ્વરમાં શો ફેર છે બલકે કઈ પણ નથી પણ આ સર્વે મારૂ પોતાનુજ છે એમ સમજવું.

**ચિત્તસેન**—હે મહાત્મા ! આપના કહેવા પ્રમાણે આ સર્વે મારૂં છે એમ ગણુ તો પછી સર્વેની પાસે જે કાંઇ ધન, માલ વગેરે હોય તે હુ પડાવી લઉ તો મને કોઈ બેવકુફ નહિ ગણે વારૂ ?

**વિચારસાગર**—અરે ! એમાં તુ બહુ ભૂલ ખાય છે, એમ કરવાનું કારણ શુ છે ? એ તો જ્યારે જુદાઇ હોય ત્યારે એમ કરવુ પડે. પણ આ તો એનાથી તદ્દન ઉલટી વાત છે કેમકે જ્યા જુગે ત્યાં સર્વ તારૂ પોતાનુજ છે તો નકામી લુટંકાના વચ્ચે કરી ઉપાધિમાં પડવું અને એમાં ફાયદો પણ શો થાય ! એ ઉપર એક દષ્ટાંત કહું તે સાંભળ.

લોભપુર કરીને એક મોટુ શહેર હતુ તેમા અધિરદાસ કરીને એક ઘણો તવગર ગૃહસ્થ રહેતો હતો પણ તેનો **યથા નામા તથા ગુણા** પ્રમાણે તેનો સ્વભાવ હોવાથી પોતાનુ નાણુ કોઇ બીજા માણસને વ્યાજે ધીરી શકતો નહી હોવાથી ધંધા રહિત હતો તેથી એક વખતે તેને નવા વેપારની યુક્તિ સુઝી આવી એટલે તેણે મોટા મોટા ચોપડા બંધાવી, ભારે પગારના મુનીમો રાખી વેપાર શરૂ કર્યો અને પોતાની દુકાનની અંદર ચારે તરફના ચાર ખુણા હતા તેનાં

જુદાં જુદા નામ રાખી ખાતા પાડી, દરેકના નામે મોટી મોટી રકમો ઉધારી તે નાણા ખુણામાં મૂકતો એમ કેટલાક દિવસ પછી તે નાણા ત્યાંથી ઉપાડી લઈ જમે કરી દેતો. વળી એકથી બીજા ખુણા ખાતે હવાલા પણ પાડતો ને ચીઠ્ઠાપત્રી પણ લખતો ને તમામ સરાફી વહિવટ ચલાવતો હતો વરસ આખરે મુનિમોને સારી રીતે પગાર ચૂકાવી આપતો, પણ વ્યાજ ગણી સરવૈયુ કાઢતો નહી કારણ કે તે જાણતો હતો કે મે દુકાન બહાર કોઇને ધીરેલુ નથી તો પછી મારી મૂડી તથા વ્યાજ કોણ લઈ જવાનુ છે કે મારે ફીકરમા રહેવૃ પડે એમ કેટલાક વરસોનાં વરસો સુધી પોતાનુ ગાડુ ગબડાવ્યુ. પણ જેમ જેમ વખત જતો ગયો ને વધારે પગાર મુનિમોને અપાતો ગયો તેમ તેમ થોડે થોડે તમામ નાણાં ખુટી ગયાં ને આખરે વ્યાજ ગણી સરવૈયુ કાઢયુ તો પોતાની મૂડી કરતા ચોપડામા દસ ગણો નફો માલુમ પડ્યો પણ મિલકમાં જુએ તો એક પાઇ પણ મળે નહિ. તેની માફક તુ પણ એમ કહે છે કે હુ બીજાઓને લુટીને લાવુ પણ હે વત્સ! તુ પડેજ નથી તો એવા ગાંડા વિચાર કેમ કરે છે ને તેથી તને શો નફો થશે અને બીજાનું ધન તારે શા કામમા આવવાનું, માટે તુ તારૂ સરવૈયું કાઢ કે "હુ કોણ છુ"

**ચિત્તસેન**—હે મુગટમણી ગુરૂ દેવ! હુ પુરેપૂરો વિચાર કરીને જોઉ છુ તો હુ પડે પણ ખોવાઇ જઉં છુ. બાકી શેષ કંઇ રહેતુ નથી તો આજે કંઈ દેખાઈ રહ્યું છે તે શુ છે? ને તે ક્યાથી આવ્યુ તે સમજાવવા કૃપા કરશો?

**વિચારસાગર**—એ સર્વ બ્રહ્મ છે જેમકે મૃગજળ જેમ મિથ્યા છે છતાં પણ સાચાની પેઠે જેમ દેખાયા કરે છે ને તેને દેખી અ-

જ્ઞાની મૃગલાં પાણી પીવાની લાલચે તે તરફ દોડયા કરે છે પણ અંતે નિષ્ફળ થાય છે એમ આ દેખાતુ જગત્ પણ એના જેવુ છે. (નથી છતા મૃગજળની પેઠે સાચું માની અજ્ઞાની જીવો ફસાયા કરે છે ને આનો નાશ કદાપિ પણ થવાનો નથી એમ જાણી (એહની) અંદર મચ્યા ને મચ્યા રહે છે પણ અતે તો નિષ્ફળ થયા વિના રહેતા નથી, પણ જ્ઞાની પુરૂષો તો તે જાણતા હોવાથી તેમાં લેશ માત્ર પણ આસ્થા બાંધતા નથી તો એ અસત્યને તો તે ક્યાંથી આવ્યું તે હુ કેમ કહી શકુ. જેમ કોઈ કહે કે આ તો વાઝણી સ્રીનો પુત્ર છે તો તે વાત મનાય નહિ કારણ કે વાંઝણીને પુત્ર હોય તો તે વાઝણી ન કહેવાય તેવી રીતે ઉપરની હકીકતને પણ કોઇ સાચુ માનતુ નથી એમ આ જગત તથા દેહ વઝા પુત્રવત્ની પેઠે અસત્ય છે.

**ચિત્તસેન—હે** મહાત્મા! આપે વંઝા પુત્રવત્ની પેઠ જગત્ અસત્ય કહ્યું પણ તે નથી છતાં કલ્પના માત્રથી કહ્યુ પણ આ તો નજરો નજર દેખાય છે તો તેને અસત્ય કેમ કહેવાય!

**વિચારસાગર—હે** વત્સ! અસત્ય એટલા માટે કે અતે પરિણામ વાળું છે એટલે પૂર્વનુ ક્રમે ક્રમે નાશ પામે છે અને આગળ નવીન ઉત્પન્ન થતું આવે છે તે પણ નાશ પામતું જાય છે, એટલે, ઉત્પત્તિ, સ્થિતિ, લય, ભય, સ્થિતિ, ઉત્પતિ એમ હમેશ રેટમાળ ચાલ્યા કરે છે એટલે કોઈ અચળ રહેતું નથી તો તેને સત્ય કેમ કહેવુ?

**ચિત્તસેન—**ત્યારે હુ સત્ય ખરો કે નહીં? આપના કહેવા પ્રમાણે તો કાંઈ રહ્યું નહીં તો પછી "હું કોણ" ને આ સર્વે આડંબર જણાય છે તેનો કર્તા કોણ?

**વિચારસાગર—હે શિષ્ય!** મેં પૂર્વે તને કહ્યુ છે કે તું નિરંજન

નિરાકાર, સુખ દુ ખથી રહિત, સચ્ચિદાનંદ, અજર અમર આત્મા છે છતાં વારે વારે શું પૂછયા કરે છે.

**ચિત્તસેન**—હે સ્વામિ! આપના કહેવા પ્રમાણે હુ નિરંજન નિરાકાર, આનંદ સ્વરૂપ ચૈતન્ય આત્મા છુ તો મારામાં આ જગત્ રૂપ ઉપાધિ ક્યાથી આવી એ કૃપા કરીને કહેશો?

**વિચારસાગર**—હે વત્સ! તારૂ ચિત્ત સ્થિર રાખી સાંભળ. ચિત્તરૂપી સમુદ્ર ભર્યો છે તેની અંદર મોજા, ભમરા, ફીણ, પરપોટા એવા વિચીત્ર દેખાવ થયા કરે છે તે પાણીથી ભિન્ન નથી છતાં દેખાવ માત્ર છે એમ જગત બન્યું, બનાવ્યુ. કાંઇએ નથી છતાં ભ્રાન્તિએ કરી દેખાયા કરે છે. (એટલે એને આત્માની લહેર માત્ર સમજવી)

**ચિત્તસેન**—હે ગુરૂ દેવ! આપ કહો છો કે આત્માની લહેર માત્ર જગત છે તે તો સારૂં, પણ આત્મા વસ્તુએ નથી ફક્ત જ્ઞાન માત્ર છે એમ આપ પૂર્વે કહી ગયા છો તો વસ્તુ નહીં તો લહેર ક્યાથી ઉઠે, તે તો આકાશમાં મહેલ બાંધવા જેવી અસંભવિત વાત કહી.

**વિચાર**—હા બાપ, એના જેવુંજ છે.

**ચિત્તસેન**—ત્યારે સ્થિર કેમ દેખાય છે.

**વિચાર**—સાભળ, જ્યારે તને સ્વપ્ન આવે છે એટલે સ્વપ્ન સૃષ્ટિ દેખાય છે ને તેમા તમામ ક્રિયા તુ જાગૃતની પેઠે જોયા કરે છે તે વખતનો તમામ વહીવટ તુ જાગૃતની પેઠે સાચો પણ માને છે તો પણ જ્યારે તારી નિદ્રાનો નાશ થઇ જાગે છે કે તને એ બધુ જૂઠું માલુમ પડે છે એના જેવુજ આને પણ સમજવુ.

**ચિત્તસેન**—આ તે કેમ એમ સમજાય, સ્વપ્નાનો નાશ થતાં

ત્યાં હું રહેતો નથી ને આ તો હુ અહીં પ્રત્યક્ષ છુ તેમ જગત પણ પ્રત્યક્ષ છે તો જૂઠું કેવી રીતે સમજવુ.

**વિચાર**—હે ભાઇ! જ્યારે તારો જન્મ નહોતો ત્યારે જગત હતું કે? તેનો વિચાર કરીને જા. કે, જ્યારે તુ નહી હોય ત્યારે (મરી જઇશ) જગત રહેશે કે?

**ચિત્તસેન**—જ્યારે હું ન હોઉં ત્યારે જગત પણ નહી એવુ મારા પોતાને માટે ગણી શકાય!

**વિચાર**—એમ બીજાનુ પણ જાણ અને તુ બરાબર વિચાર કર કે પૂર્વે નહી ને આગળ નહી, અને વચ્ચે જે દેખાય તે સાચુ. કોઇ મૂખ હોય તો માને માટે સ્વપ્નામાં અને આમા ફેર સમજવો નહી અને જ્યાં ત્યાં ચિદ્‌વિલાસ રમી રહ્યો છે એમ સમજ.

**ચિત્તસેન**—મૂળથીજ વસ્તુ નથી તો પછી રમે કોણ?

**વિચાર**—અરે ભાઇ સાભળ, વાયુ કાઇ વસ્તુ છે? તે તુજ કહી શકે છે કે? ના છતાં એ જ્યારે આપના શરીરને એ લાગે છે ત્યારે આપણે જાણીએ છીએ કે વાયુ છે એમ ચૈતન્ય સત્તા વસ્તુ રૂપે નથી પણ ચમત્કાર રૂપે છે એટલે જેમ કોઇ હીરો હોય છે એનો રગ સ્વભાવે સફેદ છે છતાં તેની અદર સત્તા ભેદે કરી અનેક તરેહના રગ દેખાય છે એમ ઇશ્વર રૂપી સત્તાની અદર વિચીત્ર રગો દેખાયા કરે છે એથી આપણે જાણીએ છીએ કે જગત છે ને જગતમાં અને જગદીશમા ફેર ગણવો નહી કારણ કે બન્ને એકજ સ્વરૂપ છે માટે જગત એ ઇશ્વર સમજ એટલે તારો સશય રહેશે નહી.

**ચિત્તસેન**—મહારાજ આપ કહો છો કે જગત એજ ઇશ્વર છે ને તુએ પણ તેજ છે તો પછી આ સૃષ્ટિમાં લાખો મનુષ્યો ઇશ્વર

ભજન કરવામા અને એની શોધમાં ફર્યા કરે છે એનું કારણ શુ ?
એ કૃપા કરીને કહેશો.

**વિચાર—હે** ભક્ત ! એ ઉપર એક દૃષ્ટાંત કહું તે સાંભળ.

વિલાસપુર કરીને એક નગર હતું તેમાં કૃપણદાસ કરીને એક વણિક રહેતો હતો. એની પાસે અપાર ધન હતું, પરંતુ એની પાસે ધન છે એવુ કોઇને જાણુવા દેતો નહીં ને તમામ સપત્તિ પોતાના ઓરડામાં દાટી મૂકતો ને એની એક કાગળમાં નોંધ કરી પોતાના હાથે બાધવાના માદળીઆમા રાખી મૂકતો, તે વણિકને એક પાંચ વર્ષની ઉમ્મરનો છોકરો તથા યુવાન સ્ત્રી હતા, એવી હાલતમાં તે કોઇએક દિવસે એકદમ હૃદયબંધ પડવાથી એકદમ મરણ પામ્યો તેથી પોતાની મૂડી પોતાની વહાલી પ્રિયાને બતાવી શક્યો નહીં,

રિવાજ મુજબ એના સબને અગ્નિ સંસ્કાર કર્યો પણ પાસે ધન નહીં હોવાથી મા દીકરાને ઘણું સંકટ વેઠવુ પડયું. ત્યાર બાદ છોકરો ઉમ્મર લાયક થવાથી દેશ પરદેશમાં ધધા અર્થે ઘણું ફર્યો પણ અંતે નિષ્ફળ થઇ છેવટે ઘેર આવી અહીં વેપાર કરવો એવો વિચાર કરવા લાગ્યો. પણ પાસે પૈસા નહીં તેથી કેમ કરવું. એથી લાચાર થઇ નિસાસા નાંખવા માંડયો તે વખતે એની માએ કહ્યુ કે લે આ તારા બાપના હાથનું માદળીયું મારી કને છે તે બજારમા વેચી એનાં જે કઈ નાણાં આવે તે લઈ તુ તારો વેપાર ચલાવ. માદળીયુ હાથમાં આવ્યાથી છોકરાએ તપાસ્યું તો પોલુ માલુમ પડયુ તેથી તે દીવા પર ધર્યું એટલે એનુ ઢાંકણું ઉઘડી ગયું ને અદર એક ચીઠ્ઠી દેખાઇ. જેથી તે કાઢી વાંચતા એમાં લખવામાં આવ્યુ હતું કે, આપના રહેવાના ઘરના ઓરડામા જમણી બાજુના ખુણામાં એક ફુટ નીચે દસ લક્ષ સુવર્ણ મહોરો દાટેલી છે. એથી એના હર્ષનો પાર રહ્યો

નહિ અને તુરત ખોદી જોયુ તો લખવા મુજબ ધન મળી આવ્યુ ને તેથી એ ધણો સુખી થયો, એમ પોતાનું ધન પોતાને મળ્યુ એવી રીતે પોતે આનદ સ્વરૂપ આત્મા છે છતાં અજ્ઞાનને લીધે પે તે પોતાને નહી ઓળખનાર, તારા કહેવા પ્રમાણે ભજનોમાં ને તીર્થોમાં રખડયા કરે છે અને અંતે કાંઈ પણ વળતું નથી. કહેવત છે કે, " આપ મૂઆ વિના સ્વર્ગ ન જવાય " માટે સર્વે કડાકુટ મૂકીને આપમા આપ સમાવ કે તારા સરવે સંશયો નાશ પામશે, તે ઉપર એક ભક્તએ પણ કહ્યુ છે કે,

## સાખી.

તન તીર્થ તું આત્મ દેવ, સદા સનાતન જાણે ભેવ,
અડસટનું અધિ દૈવત સદા, તે જાણે ટળે કોટી આપદા.

એ પ્રમાણે પણ ઉપરની સાખીનો અર્થ એ થાય છે કે જે છે ને તું છે તો પછી બહાર કોને ખોળવા ભટકવુ ?

**ચિત્તસેન**—હે મહા પુરૂષ ! આપ કહો છો કે જે છે એ ચૈતન્ય આત્મા છે વળી કેટલાક કહે છે કે આજે કઇ દેખાય છે તે માયા છે ત્યારે એમા સાચ્યુ કયુ માનવું ને એ માયા તે કોણ ને ક્યાંથી આવી.

**વિચાર**—હે જીજ્ઞાસુ ! જેમ તારો પડછાયો દેખાય છે તેને તું માયા સમજ, તે વસ્તુ નથી છતા દેખાય છે. કહે તે ક્યાથી આવી એમ માયા નથી છતા અજ્ઞાનીને સમજાવા માટે કલ્પના માત્ર કરી છે. જેમ સીનેમેટોગ્રાફ નામનો ખેલ બતાવવામાં આવે છે અને તેની અંદર છાયા રૂપી પૂતળાંઓ મનને અજાયબી ઉત્પન્ન કરે એવી રીતે દેખાવ બતાવવામાં આવે છે : પણ મૂળ કાંઇ પણ વસ્તુ નથી તેમ માયા પણ દેખાવ માત્ર છે. વસ્તુ એ શૂન્ય સમજવી.

**ચિત્તસેન**—ત્યારે સત્ય શુ!

**વિચાર**—અરે હુ વારે વારે તને શું કહું? તું પોતેજ સત્ય સ્વરૂપ છે

**ચિત્તસેન**—હુ પોતે તેવો છું તો જન્મ મરણ લે છે કોણ? ને હુ મરી શકુ નહીં ને મરૂ તો પછી સત્ય સ્વરૂપ કેમ કહેવાય'

**વિચાર**—હે બધુ! તું તારા દેહને હું છું એમ માનીશ તો તને જન્મ મરણનો કાયદો લાગુ પડશે, પણ તું એ દેહ નથી પણ તેમાં રહેનારો જ્ઞાન સ્વરૂપ આત્મા જુદો છે ને દેહ તો એક ભાડાના મકાન જેવો છે તો તે મકાનનો નાશ થતાં કાંઈ માંહી વસનાર ભાડુતી મરી જાય ખરો કે? ના. ત્યારે તું શા સારૂં ચિંતા કરે છે.

**ચિત્તસેન**—આપ પ્રથમ કહેતા હતા કે આત્મા તો સચરાચાર વ્યાપક સ્વયં પ્રકાશ છે ને હાલ કહો છો કે ઘર રૂપી દેહમા વસનારો ભાડુતી જેવો છે તો પછી એને સર્વ વ્યાપક કેવી રીતે સમજવો.

**વિચાર**—હે જીજ્ઞાસુ સાંભળ! જેમ આકાશ સર્વ વ્યાપક છે એટલે ઘરમા ને બહાર સર્વે જગ્યાએ છે. પણ ઘડાના આકાશને ઘટાકાસ ને ઘરના આકાસને મઠાકાસ ને સર્વત્ર વ્યાપક આકાશને મહાકાસ એમ જુદી જુદી સંજ્ઞા આપવામાં આવી છે પણ તે સર્વે એકજ આકાશમાં ભિન્ન ભિન્ન નામ કલ્પવામાં આવ્યાં છે પણ ઘડો તથા ઘરનો નાસ થતાં કાંઈ તેનો (આકાશનો) નાશ થતો નથી એવી રીતે શરીરમા વસનારો સર્વત્ર વ્યાપક આત્મા નિરંજન નિરાકાર છતાં ભાડવાત કહ્યો હતો પણ તે શરીરનો નાશ થવાથી એનુ અખડપણું નાશ પામતું નથી.

**ચિત્તસેન**—એવો જે અખંડ આત્મા સર્વ વ્યાપક છે તો એનું સ્વરૂપ કેવુ છે તે કૃપા કરીને કહેશો?

**વિચાર**—હે વત્સ ! એતો મન સ્વરૂપ છે એટલે એમાં વિચાર કરવાની શક્તિ છે તો પછી એનું સ્વરૂપ કેવું છે તે હું કેમ કહી શકું?

**ચિત્તસેન**—આપના કહેવા મુજબ વસ્તુમાં કારણ નથી છતાં કાર્ય રૂપ જગત ક્યાંથી ઉત્પન્ન થયું.

**વિચાર**—હે નરપતિ ! અગ્નિ શુદ્ધ પ્રકાશરૂપ છે અને તેમાં કોઇ પ્રકારનું કલંક નથી છતાં તેમાથી ધુમાડો કેમ ઉત્પન્ન થાય છે એમ શુદ્ધ ચૈતન્યમાથી જગત્ ઉત્પન્ન થાય છે એ સર્વે કારણ સત્તા ભેદમાં સમાયેલું છે એમ સમજ, બાદ કાંઇ ઉપજ્યુ નીપજ્યુ નથી.

**ચિત્તસેન**—હે યોગેશ્વર ! આપ કહો છો કે કાંઈ ઉપજ્યુ નથી છતાં ઉપજ્યાની પેરે કેમ દેખાય છે.

**વિચાર**—હે પ્રિય શિષ્ય–તે ઉપર તને એક વાર્તા કહુ તે ચિત્ત રાખીને સાંભળ એથી તારો સર્વ સંશય દૂર થશે

પૂર્વકાળમાં **ગૌતમઋષિનો** એક શિષ્ય હતો એણે **વિષ્ણુનું** તપ ઘણા કાળ કર્યું એથી વિષ્ણુ ભગવાન પ્રસન્ન થયા ને કહેવા લાગ્યા કે હે ભક્ત તારી શી ઇચ્છા છે ત્યારે એ તપસ્વી બોલ્યો કે હે કૃપાનાથ આપ જો પ્રસન્ન થયા હોય તો મને આપની માયા દેખાડો, એ હું માગુ છું એટલે વિષ્ણુ ભગવાન બોલ્યા કે અસ્તુ, એમ કહી અંતર્ધ્યાન થયા ત્યાર કેડે કેટલોક કાળ વ્યતિત થયા પછી કોઈ એક દિવસે મધ્યાન સમયે નિત્ય કર્મ કરવા માટે પેલો બ્રાહ્મણ પોતાની પર્ણકુટીની પાસે ગંગા નદીમાં સ્નાન કરવા ગયો ને કટી સુધી પાણીમાં જઈ જેવી ડૂબકી મારી કે કોઇએક પ્રદેશમાં ચંડાળના ઘરમાં તેનો જન્મ થયો એવો એને ભાસ થયો ત્યાર બાદ ક્રમે ક્રમે તેને યૌવન અવસ્થા પ્રાપ્ત થઈ પછી એનું લગ્ન થયું ને મોટો વસ્તારી ગણાવા લાગ્યો, તેમ પોતાના કુટુંબનો પણ મોટો જથ્થો હતો. એવી

હાલતમાં સાઠ વર્ષ વીતી ગયાં ને એ અરસામાં દેશમાં મોટા દુષ્કાળ પડયો તેથી તેના માથે મોટી આફત આવી પડી ને પોતાનાં વહાલાં બાળક ભૂખમરાથી રડવડવા માંડયાં. અનાજ તો ક્યાંથી મળે, પણ ઝાડ પાલો અગર માંસ પણ મળવું મુશ્કેલ થઈ પડયુ. આથી કટાળી એક વખત મધ્યરાત્રિએ એકા એક નાશી ગયો ને કેટલાક દિવસે પોતાની જન્મભૂમિથી ઘણોજ દૂર ગયો ને રાત્રિ પડી જવાથી જગલમાં વાસો રહ્યો ત્યાંથી નજીકમાં એક જોજનને છેટે એક શહેર હતું તેમાં ત્યાંનો રાજા તે દિવસે અપુત્ર મરણ પામ્યો, એથી એના કુટુંબમાં ગાદી વારસ નહિ હોવાથી પ્રધાન તથા પ્રજાએ મળી એવો ઠરાવ કર્યો કે સવારના પહોરમાં દરવાજો ઉઘાડતાં જે પુરૂષ ગામમાં પહેલો આવે તેને ગાદીએ બેસાડવો, એમ કરતાં વહાણું થયું ને દરવાજો ઉઘડયો કે પેલો ચંડાળ મળી આવવાથી ઘણા હર્ષ સાથે વધાવી લેવામાં આવ્યો ને રીતિ પ્રમાણે સ્નાન કરાવી વાજતે ગાજતે ગાદીએ બેસાડયો તે પછી એ રાજા (ચંડાળ) અનેક રાણીઓ પરણ્યો ને અસખ્ય પુત્રો વાળો થયો, તે પોતાનું રાજ્ય નિર્વિઘ્ને ચલાવવા લાગ્યો. એમ કરતાં કરતાં વીસ વરસ જેટલો લાંબો કાળ ચાલી ગયો તે અરસામાં પોતાના રાણી વાસમાં એક વખતે વચ્ચો વચ્ચ દેવડી પર બેઠો બેઠો ગમ્મત કરી રહ્યો છે ને ચારે તરફ આવેલા મેહેલોમાં પોતાની અસખ્ય રાણીઓ પોતાના પ્રિયતમના દેદારનાં ઘણીજ આતુરતાથી દર્શન કરી રહી છે તેવામાં પૂર્વના (ચંડાલ જાતીના) એના કુટુમ્બી ભાઇઓ તેમજ પોતાનાં વહાલાં છોકરાંઓ તથા સ્ત્રી વગેરે જાત્રાએ ગયેલાં તે આ શહેર ઘણું સુંદર ને રળીઆમણું સાંભળવાથી જોવા માટે આવ્યાં તે આ ચંડાળ રાજાની નજદીકમાં થઇ જોતાં જોતાં જતાં હતાં. એવામાં એમની દ્રષ્ટિ પેલા ચંડાળ ઉપર પડવાથી

તમામ જાત્રાળુઓ બાઝી પડયા ને, કોઇ બાપ, ભાઈ, પતિ એવી રીતે ઉદ્‌ગારો કાઢવા માંડયા, એથી તે બેઠેલો રાજા (ચંડાળ) ઘણો ગભરાયો ને શરમીંદો પડયો, આ વખતે અટારીમાં ઉભેલી તમામ રાણીઓ તથા રસ્તે આવતી જતી પોતાની પ્રજા આ નવીન દેખાવ જોઇ પરિતાપ કરવા લાગી ને કહેવા લાગી કે નીચ જાતિએ પોતાની જાત છુપાવીને આખા નગરને વટલાવી ભ્રષ્ટ કર્યું છે તો હવે જીવીને આપણે કામ શું છે? એવો વિચાર કરી નદી કિનારે જઇ તમામ રૈયત તથા રાણીઓ પુત્ર આદિક સર્વે કાષ્ટ સળગાવી પોતાના દેહ બાળી મૂકયા. આવો હૃદયભેદક દેખાવ જોઇ પેલા ચંડાળને પણ ગ્લાનિ થઇ અને એણે પણ બીજાઓની પેઠે કાષ્ટ સળગાવી પોતાનો દેહ બાળી મૂકયો એટલે પેલાં એનાં કુટુંબીઓ નિરાશ થઇ પોતાના દેશમાં ચાલી ગયાં. આ ચંડાળ જેવો ચીતામાં દેહ બાળવા પડયો કે તરત જ્યાં આગળ તે ગંગામાં સ્નાન કરતો હતો ત્યાં પાણીમાથી બહાર ડોક કહાડી જુએ છે તો ફક્ત એક મહુરત જેટલો વખત થઇ ગયો હતો. આ દેખાવથી એ બ્રાહ્મણ ઘણો અચંબામા પડયો અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે આ તે શુ? તમામ વૈભવ મેં જાતે ભોગવ્યા છે ને એંસી વરસ જેટલો લાંબો કાળ વીતી ગયેલો છે એમ જાણુ છું છતાં અહીં માત્ર એક મહુરત જેટલો વખત થયો છે આ તે શુ તેમ ચિંતા કર્યા કરે છે એમ કેટલાક દિવસો વીત્યા બાદ એના આશ્રમમાં એક વટેમાર્ગુ મુસાફર આવી પહોંચ્યો એને આદર સત્કાર કરી દર્ભાસન ઉપર બેસાડી શીતોદક પાઇ અમૃત ફળો ખવડાવ્યા પછી પૂછવા લાગ્યો કે હે પંથી મુસાફર આપ કયા દેશ તરફથી આવો છો ત્યારે એ મુસાફર બોલ્યો કે હાલમાં હુ જે પ્રદેશથી આવું છું તે પ્રદેશની વાત પુછશોજ નહી ત્યારે પેલો બ્રાહ્મણ

કહેવા લાગ્યો કે એવુ તે ત્યાં શુ છે? કે આપ કહેતાં અચકાઓ
છો ત્યારે તે વટેમાર્ગુ બોલ્યો કે ત્યાનો રાજા વીસ વરસ ઉપર મરણ
પામવાથી ત્યાની પ્રજાએ ગાદીનો વારસ કોઇ નહી હોવાથી અજા-
ણપણે એક ચડાળને પોતાનો રાજા બનાવી દીધો તે પોગળ ઘણા
વખત નભવાથી કોઈ તેની જાત જાણી શક્યુ નહિ પણ હાલમાં તે
ચંડાળના કુટુંબીઓ જાત્રાએ ગયાં હશે તે પાછા ફરતાં ફરતાં તે
ગામમાં અચાનક ત્યાં આવી પહોંચ્યાં અને એકદમ બાઝી પડવાથી
તમામ વાત જાહેર થઇ તેથી ગામની પ્રજા તેમજ રાણીઓ વગેરે
એ નદી કિનારે અગ્નિ સસ્કાર કરી પોતાના દેહ બાળી મૂકયા અને
છેવટે રાજા પણ બળી મૂઓ એવી વિપરીત દશાની વાર્તા સાંભળી
પેલો બ્રાહ્મણ છેક આભોજ બની ગયો ને પોતાના મન સાથે
કહેવા લાગ્યો કે આ તે સાચું કે સ્વપ્નુ હુ તો અહીં છું ને ત્યાં
જે થયુ તે પણ હુ હતો તો આનુ શુ સમજવુ પછી પેલો પથી
ત્યાથી રજા માગી ચાલતો થયો ને પેલો બ્રાહ્મણ પણ ખરા ખો-
ટાની પરીક્ષા કરવા પેલી રાજયધાનીવાળા નગરભણી ચાલ્યો ત્યાં
એક માસે પહોંચ્યો ને જુએ છે તો પોતાની જે કઇ છાની રીતે
ચીજભાવ મૂકેલી હતી તે એમને એમ હતી તથા બળી મરેલી
પ્રજાની વગેરેની ચીતાઓ પણ એમની એમ હતી તે જોઇ પોતાની
જન્મભૂમિ ( ચંડાળ હતો તે ) તરફ ગયો ત્યા પણ પોતાનુ કુટુંબ
કાયમજ હતું તે જોઇ મૂળ સ્થાનકે આવી બહુ વિસ્મય પામ્યો (નદી
કિનારે ) પણ પોતાને કઇ સૂઝ પડી નહી છેવટે વિષ્ણુતું સ્મરણ
કરવાથી તેમનાં સાક્ષાત્ દર્શન થયાં અને સર્વ શકા ભાગી બાદ તેને
પૂછ્યુ કે હવે તારે મારી માયા જોવી છે ! ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે
હે પ્રભુ ! મારે સ્વપ્નામાં પણ આપની માયા જોવી નથી અને મને
ક્ષમા આપો એમ કહેવાથી વિષ્ણુ પ્રભુ અંતરધ્યાન થઇ ગયા.

**વિચારસાગર**—હે ચિત્તસેન એમા કાંઇ ઉપજ્યુ કે નીપજ્યુ નહોતું ફક્ત માયાવી દેખાવ હતો માટે આ જગત્ પણ દેખાવ માત્ર છે.

**ચિત્ત**—હે સ્વામી ! એક ચૈતન્ય ઇશ્વર અનેક રૂપે થતા તેમા ન્યુન્યાધિક થાય કે નહી દરેક વસ્તુનો એવો ધર્મ છે કે એના વિભાગ પડવાથી ન્યુન થાય છે તો આના માટે શું સમજવુ.

**વિચાર**—હે બંધુ ! તું ગણી ગણીને ક્યાં ભૂલે છે. ચૈતન્યના તે કાંઇ ભાગ પડતા હશે એના માટે તો એમ સમજવાનું કે એક દીવાથી જેમ અનેક દીવા પ્રગટાવવામાં આવે છે તેથી અસખ્ય દીવાઓ થાય છે પણ પૂર્વનો દીવો જેમ ન્યુનાધિક થતો નથી તેમ એ પણ ચૈતન્ય ધર્મવાળો છે માટે તારા પ્રશ્નનો જવાબ તારી મેળે કરી લે.

**ચિત્ત**—જગત્ કેવુ છે ? સાચ્યુ કે જૂઠુ તે કહેવા કૃપા કરશો.

**વિચાર**—સાંભળ. એક બાળક હતો એ સોળ સોળ વરસની સોળ સ્રીઓ પરણ્યો તે દરેક સ્ત્રીને બત્રીસ વરસના બત્રીસ બત્રીસ પુત્રો હતા એ દરેક પુત્રોને એથી બમણી ઉમરના ચોસઠ ચોસઠ પુત્રો હતા એમ દરેકથી બમણાને બમણા પુત્રોને ઘેર પુત્રો હતા પણ પેલો બાળક તો હજુ સુધી જન્મ્યોજ નહોતો. એટલે આ જગત પણ એના જેવુંજ છે.

**ચિત્ત**—હે મહાત્મા, જ્ઞાન થયા પછી જ્ઞાનીની કેવી દશા રહેતી હશે.

**વિચાર**—સાભળ, એ ઉપર એક ભક્તરાજ કહી ગયા છે કે.—

## પૂર્વ છાયો.

સન્મુખ રહે કલ્પાત કાળે, મહા પુરૂષ મોટી દશા;
તે અન્ય દેહની પેર જાણે, જે માંહી પોતે વસ્યા.
પોતાનો દેહ આધ લઇને, મિથ્યા દેખે સર્વને;
ચૈતન્ય તો સઘળેજ સરખું. તો કોણ ધરે દેહ ગર્વને
કીટ પતગ બ્રહ્મા લગી, પૂર્ણ દેખે આતમા.
દૃષ્ટતત્વ ઉપન્યુ જ્ઞાન જેહને, તે ભુલા ના પડે ભ્રાંતમાં;
જન્મ અંધ જેમ રૂપને, જાણે નહીં નિરધાર.
અધ્યાસ નહી તેને દેહ વિષે, સૂણે શબ્દના ભણકાર;
તેમ જ્ઞાતાને પિડજ નહી, નહીં ત્યાં પરને આપ;
દેહ દર્શિ જે હોય ભાઇ. તેને તો પુણ્ય ને પાપ.
જેમ અજન વિદ્યા હોય જે કને, તે જ્યાં ત્યાં દેખે ધન;
વિદ્યા વિના ધર મધ્ય દાટયું, ન જાણે કો જન.
ધન દર્શિ જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ;
આવરણ છે પણ આડ ન કરે, તેને સાવ નિરંતર વ્યોમ.
તેમ મહા કળા હોય પુરૂપ કને, અનલીંગ અભ્યાસ;
સ્થૂળતા દર્શન શરીરે, સહેજ થયો સમાસ.
દેહે અધ્યાસે દોષ સઘળા, દેહ તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર.

ચિત્ત—હે કૃપાળુ, આપ પૂર્વે કહી ગયા છો કે જગતને જગદીશમા ફેર સમજવો નહીં વળી કહો છો કે જગતનો નાશ થાય છે અને ઇશ્વર અવિનાશી છે તો એ બેનો પરસ્પર વિરોધ આવ્યો તો મારે સત્ય શુ સમજવું.

વિચાર—હે વત્સ! તને ધન્ય છે કારણ કે મેં તને પૂર્વે

કહેલી વાત યાદ રાખીને પ્રશ્ન કર્યો એ વાત કાંઇ જેવી તેવી નથી એ તો જે પૂર્ણ ભાગ્યશાળી ને ખરો મુમુક્ષુ હોય તેનેજ એ યાદ રહે છે અને તે પ્રસંગ આવે પૂછી તેનો ખુલાસો મેળવી લે છે.

સાંભળ, જેમ ભીતે દર્પણ ટાંગેલું હોય છે તેમા જોવાથી આપણું પ્રતિબિંબ જણાય છે ને આપણે જે જે ચેષ્ટાઓ કરીએ છીએ તે તમામ અંદર દેખાય છે ને એમાં કોઈ તરેહનો ફેર માલુમ પડતો નથી તેવીજ રીતે જગત્ અને જગદીશ એક કહ્યા છે માટે તારે સમજી લેવુ કે જગત્ અને ઇશ્વરમાં ઉપરના પ્રમાણે જે ફેરફાર લાગે છે તે દેખવ માત્ર છે પણ ચૈતન્ય તો બેમાંજ છે માટે સત્ય તો ચૈતન્યજ સમજવું.

**ચિત્ત—**હે મહારાજ આપે તો ચૈતન્ય સત્ય કહ્યું. તો આ જે કંઇ દેખાય છે તે સર્વ ક્યાંથી આવ્યું.

**વિચાર—**હે ચિત્તસેન! આકાશને તુ ચૈતન્ય સમજ એની અંદર રંગબેરંગી વાદળાંઓ દેખાય છે તે જેમ સહેજ અકસ્માત ઉત્પન્ન થાય છે તેના જેવું છે તેમ આજે કંઇ પ્રપંચ દેખાય છે તે એની મેળે થઈ આવ્યું છે માટે એને તું ગમે તેમ માન, અને તુ પણ તેવોજ છે એટલે તારામાં જે વિચારો કરવાની શક્તિ છે તે ચૈતન્ય છે ને આ દેહ છે તે જગત છે પણ એ બન્ને ભિન્ન નથી એનાથી એ અને એનાથી પણ એ એમ બન્ને એક સ્વરૂપ છે

**ચિત્ત—**હે ઇશ્વર, એનુ કંઈ પ્રત્યક્ષ પ્રમાણ આપો તો મારા મનનું સમાધાન થાય.

**વિચાર—**હે વત્સ! ઇશ્વરને જગત એક સ્વરૂપ કેવી રીતે છે તે સાંભળ, જેમ સમુદ્રમાથી લુણ ઉત્પન્ન થાય છે એમ.

**ચિત્ત—**હે સ્વામી, પ્રથમ મને કહેતા હતા કે ઇશ્વરને જગત

એકજ રૂપ છે ને બને અનાદિના છે અને આમાં તો પ્રથમ સમદ્રને પાછળથી લવણની ઉત્પત્તિ કહીએ તો વિપરીત વાત કહેવાય.

**વિચાર**—હે શિષ્ય, એમાં લેશ માત્ર પણ આશ્ચર્ય માનવાનુ નથી સાગરમાં જે ખારાશનો ભાગ છે એજ લવણ છે એમ સમજવું તો પછી પહેલું કયું ને પાછળ કયું જે છે તે સર્વે સાથેજ છે ફક્ત રૂપાંતરો થવાથી ભિન્ન ભિન્ન જણાય છે.

**ચિત્ત**--હે મહારાજ જન્મવુ ને મરવું એમ લોકો તથા શાસ્ત્રો કહે છે એ વાત ખરી કે ખોટી સમજવી.

**વિચાર**--એ ઉપર એક ભક્તે કહ્યું છે તેથીજ તારો સંશય દૂર થશે

## કવિત.

જાવતહે સબલોક અહીથી, આવત નહીં જન કોઇ ફરી;
રાય રાણાસે બડે ભટ પડિત, કોઇ ન દે પઠેગો પતરી.
ધન દારા સુત રહેત પરે, માનીનતા દેહ સંગ વરી;
એતની તો અપની નેનુ દેખો, ઓર અખા મનને પકરી.
દેહધારી કહેત અલૌકિક, પરલૌકિક દેહ કરત બતીઆં;
સાધન સગ કરત દેહધારી, દેહ લીખત પુસ્તક પતીઆં.
સ્વર્ગ વૈકુંઠ બતાવે દેહધારી, કહેત બનાવી ધર છતીઆં;
દેખીયત હેસો નારા સબે ઇત, ઉનકી કોઇ કહે નહીં રતીઆં.
ઇત ઉતમન ફુર્યો જ્યુ તેરો, મન ખડો હે તો સબે સચ્ચો,
કારણ કરન સબે મનહીકો, મન ભયો હે પવન રેચ્ચો.
મન પવન કીલે સુન્ય સાગરમે, અસેહી એહી ખેલ મચ્યો;
એહી અનુક્રમ અખા ભયો ગોચર, અચયો રસ ઉનકું જ્યું અચ્યો.
હે કછુ ઓર ભઈ કછુ આર, એ અટપટી આઘ અનાઘ ચલી;

લૌકિક ઓટ અલૌકિક ઉરે, લૌકિક લૌકિક માંહી જહી ભલી.
સદ્ગુરૂ સેન સોનારા સીધીકલ, જેસે ઉઘડેતહે કદળી;
સંશય રહ્યો શો રહ્યો બરાબર, બીન સમજ્યો શુક બંધ્યો નલી.

**ચિત્ત**—હે ઇશ્વર આપના કહેવા પરથી એમ સમજાય છે કે જે કંઈ છે તે મન છે ને તે સર્વ પ્રપંચ પોતાની મેળે રચી લે છે એ તો બરોબર સમજાયું પણ એ મન ક્યાંથી આવ્યું એ કૃપાકરી કહેશો

**વિચાર**—મનપણ કલ્પના માત્ર છે કેમકે તું જાગતો હોય છે ત્યારે અનેક વિચારો કર્યા કરે છે પણ જ્યારે તું ઊંઘી જાય છે એ-ટલે તારા તમામ વિચારો બંધ પડી જાયછે એથી એ પણ છે એમ સિદ્ધ થઇ શકતું નથી.

**ચિત્ત**—ત્યારે સત્ય શું છે ?

**વિચાર**—સાંભળ તે હમણાં કહ્યું કે જ્યારે પુરૂષ ઊંઘે છે ત્યારે મનના તમામ વિચારો બંધ પડે છે એ તે શાવડે જાણ્યુ. એ જાણવાની તારામાં અગાધ શક્તિ છે એ સત્ય છે પૂર્વે તેં જે પ્રશ્ન કર્યો હતો કે હું કોણ એનો ઉત્તર પણ એ છે કે "એછે એ તુજછે" હવે સમજ પડી ? બોલ તું ખરો કે ખોટો ? વળી તમામ પસારો દેખાય છે એ સર્વે એનો છે એને સ્ફુર્ણા થઇ એટલે જગત્ દેખાય છે અને એમાં લીન થવાથી કાંઇપણ રહેતું નથી.

**ચિત્ત**—આપ કહો છો કે એમાં લીન થવાથી કાંઈ રહેતું નથી એવુ કહ્યું એથી એ સિદ્ધ થાય છે કે ત્યાર પછી કંઇપણ હોવું જો-ઇએ. કેમકે પાછળ શેપ કંઇ રહેતું નહોય તો કોણ કહે કે કોઇ રહેતું નથી માટે એનો લય માનતાં પણ પાછળ જાણનારો વધે છે

**વિચાર**—ધન્ય છે મારે તને એજ જણાવવાસારૂ આટલો બધો પરિશ્રમ કરવો પડયો હતો તે હવે તારી મેળેજ સમજાયું

એની સાબીતિ માટે એક મહા પુરૂષ લખી ગયા છે તે તું સાભળ

## રાગ સામેરી

"જીવની આદ્ય વિચારો પંડિતો, આદ્ય જોતાં રે અનાદ્ય દીસે
દેહતણી છાયા સમાય દેહ વિષે, જ્યારે મધ્ય આવે શૂર શીષે-જીવ૧
તન મનને ઓળખ્યા વિના આફળે, જેમ સુત્રધાર નીજનાવ નીરમે;
તેજ સુત્રધાર નાવે બેઠા થકી, પછી પરવશ પડયો પથ કરમે. જીવ. ૨
તન મન નોકા જીવ ગણે માહરૂં, પણ ભવસાગર મધ્ય કાળજ ખડે;
કર્મના વાયુને વશ પડયો, લાગ્યો ડોલવા, જ્યારે હાથથી વાત વટકીજ
નેડે. જીવ—૩
ભ્રમણાએ ભટકે ઘણા ભવવિષે, ગુરૂ ગોવિદના શરણ પાખે;
માયા રૂપી માતૃ વહાલી અખા, તે જાણીને જનની ભેદ રાખે." જીવ. ૪

એજ માટે વેદો પણ એનો પાર નહીં પામવાથી નેતિ નેતિ કહી વિરામ્યા છે, બ્રહ્મા, શેષ, શંકર, પણ એનો ભેદ પામ્યા નથી એથી સિદ્ધ થાય છે કે આદિ અનાદિ એ છે

ચિત્ત—આપની કૃપાએ કરીને મેં મારા સ્વરૂપને ઓળખ્યું છે અને મને મારા આનંદનો પાર રહેતો નથી કારણ કે જે કંઇ જાણવાનું હતું તે મે જાણ્યું છે. ને સર્વોત્તમ સુખનો ભોક્તા બન્યોછુ એટલે હવે મારે કઇ જાણવાનું ને જોવાનું રહ્યું નથી છતાં વિશેષ જ્ઞાન સંપાદન કરવા સારૂ આપને જે કઇ પૂછું તે આપ આ રંક સેવકપર દયા લાવી કહેવા કૃપા કરશો.

વિચાર—હે વત્સ? તારે જે જે કઈ પૂછવુ હોય તે સુખેથી પૂછ ? એમાં મને જરાએ શ્રમ પડશે એમ સમજીશ નહીં મારોતો એજ ધર્મ છે કે શરણાગતને સહાય થવું.

ચિત્ત—હે મુનેન્દ્ર આ જગતનું બીજ કયું ?

**વિચાર**—મન એજ જગતનું બીજ અને તેનું બીજ તે અહંકાર એના વડે આ તમામ વહેવાર ચાલી રહ્યા છે

**ચિત્ત**—હે પ્રભુ શુદ્ધ ચૈતન્યરૂપ જે બ્રહ્મ એમાં મન રૂપ કલંક ક્યાંથી ઉત્પન્ન થયુ છે ?

**વિચાર**—હે જીજ્ઞાસુ? દીવો જેમ શુદ્ધ (પ્રકાશ) તેજોમય અગ્નિસ્વરૂપ છે ને તેમાં કઇપણ વિકાર નથી છતાં તેમાથી જેમ કાજળરૂપ કલંક ઉત્પન્ન થાય છે એમ શુદ્ધ ચૈતન્ય ઇશ્વર નિરવિકાર છતાં એની સત્તા માત્રથી મન ઉત્પન્ન થાય છે. જેમ જયા અગ્નિ છે ત્યાં ગરમી (તાપ) આવ્યા વિના રહેતી નથી અને પદાર્થને જેમ છાયા છે તેમ બ્રહ્મ છે ત્યાં જગત અવશ્ય સમજવુ કેમકે એતો એકજ સ્વરુપ છે.

**ચિત્ત**—બ્રહ્મ કોને કહેવું ?

**વિચાર**—કઇપણ હોય નહી અને સાચાની પેઠે જણાયા કરે એને બ્રહ્મ કહેવામાં આવે છે

**ચિત્ત**—આપ આતે શું બોલો છો કે કઇ હોય નહીં છતાં એનું મિથ્યા નામ દઇ બોલાવવુ તે કેમ સંભવે ? તેમજ જે હોય નહી એ દેખાયપણુ ક્યાંથી એને માટે કઇ દૃષ્ટાંત આપો કે હુ સંશય રહિત થાઉં

**વિચાર**—જેમ આકાશમાં ઇન્દ્ર ધનુષ થાય છે ને વાદળાં ચઢી આવે છે. ગાડીમાં બેસી જોવાથી ઝાડ વગેરે ચાલતાં દેખાય છે મેદાનમાં સૂરજના તાપને લીધે મૃગજળ દેખાય છે તીરકસ આખ રાખી જોવાથી એકના બે પદાર્થ દેખાય છે આયનામાં આપનુ સામુ પ્રતિબિંબ જણાય છે આ બધું ખરૂં નહીં હોવા છતાં સાચાની માફક જણાય છે એમ બ્રહ્મ વસ્તુસ્થિત એ કઇ પણ નથી છતાં પ્રત્યક્ષની માફક દેખાય છે.

**ચિત્ત**—ત્યારે સત્ય શુ ?

**વિચાર**—મે પૂર્વે કહી બતાવ્યું છે છતાં પૂછેછે તો સાંભળ, જે ત્રણ અવસ્થાનો સાક્ષી ( સ્વપ્ન, જાગૃત, સુસુપ્તિ ) ચૈતન્ય આત્મા છે એજ સત્ય છે

**વિચાર**—એતો અરૂપ છે એટલે તને કયાંથી દેખાય.

**ચિત્ત**—હે મહાત્મા જે દેખાય નહી તેને છે એમ કેમ કહેવાય?

**વિચાર**—જેમ વાયુ છે તે જેમ આપણુને દેખાતો નથી પણ જ્યારે એ ગતિમા આવે છે ત્યારે આપણે જાણીએ છીએ કે એછે અને જ્યારે ખૂબ જોરથી વાવા લાગે છે ત્યારે આપણે તેની આંચ પણ ઝીલી શકતા નથી એ ઉપરથી વાયુ છે એમ આપણી ખાત્રી થાય છે પણ તેને નજરે જોઇ શકતા નથી એમ સત્ય વસ્તુનુ પણ એ પ્રમાણે સમજવાનું છે એનું વર્ણન મોંઢેથી કહેવા કે લેખણથી લખવા હુ શક્તિમાન નથી એતો બુદ્ધિએજ જાણી લેવા જેવુંછે

**ચિત્ત**—જે બુદ્ધિએ જાણી લીધું હોય તે વાણી વડે કેમ ન કહી શકાય ને કલમથી કેમ ન લખાય એને માટે પ્રત્યક્ષ ઉદાહરણ આપો

**વિચાર**—હે વત્સ! જેમ આકાશમાં શશી, તથા મોતી, દીપક, રૂ, એ બધાંના રગ સફેદ છે એમ જોનારા તમામ કહે છે પણ તેના રગમા ઓછો વત્તો ફેરફાર બરાબર ચિકિત્સા કરી જોનારને માલુમ પડશે પણ સાધારણ રીતે તે વાણીમાં નહી આવવાથી દરેક તેને સફેદ રગની ઉપમા આપે છે એમ બુદ્ધિવડે પણ ઈશ્વરનુ સ્વરૂપ સમજી શકાય છે પણ વાણીદ્વારા કહી શકાતું નથી તેમ કલમવડે લખી શકાતું પણ નથી એજ માટે શાસ્ત્રોએ એને અલખની ઉપમા આપી છે ને બાવન બહાર કહેલો છે

**ચિત્ત—**હે પ્રભુ વળી બાવન બહાર એટલે **શું**?

**વિચાર—**આ જગતમાં સર્વે વસ્તુનાં નામ લખવા મોટા મોટા પુરૂષોએ બાવન અક્ષર રચી કાઢયા છે ને તેમા તમામ વસ્તુ લખાઇ શકાય છે અને કંઇ પણ બાકી રહેતું નથી પણ ફક્ત એક ઇશ્વર કેવો છે, એનું સ્વરૂપ કેવું છે. વગેરે બાબતનું પૂરેપૂરૂ વર્ણન લખી શકાતુ નથી એથી એને સાને સમજી લેવો પડે છે ને બાવન બહાર પણ કહેવો પડે છે.

**ચિત્ત—**હે ગુરૂદેવ. મ્હોઢેથી કહેવાય નહી ને કલમથી લખાય નહિ એ સાને કેમ સમજાય!

**વિચાર—**જેમ કોઇ પ્રદેશમાં આપણે દેશાટન કરવા જઇએ ને ત્યાં ફરતાં ફરતાં કોઇ એક દેશમાં આપણી નજરે એક સહસ્ત્ર મણ વજનનું લોખંડનું આયુદ્ધ પડે છે તે જોતા પ્રથમ તો વિસ્મય પામીએ તેમાં નવાઇ નથી પણ પાછળથી વિચાર થાય કે આને પણ ઉઠાવનાર કોઇ જોરાવર પુરૂષ આગળ થઇ ગયો હશે એમ વિચાર કરી મનનુ સમાધાન કરીએ છીએ તેવી રીતે સાનેથી સમજાયું એમ આપણે સમજી લેવું.

**ચિત્ત—**મને જે જે ઉપદેશ કરો છો તે હું યથાર્થ સમજી શકું છું અને આપનો સર્વ બોધ મારા હૃદયમાં બરાબર રીતે વૃદ્ધિ પામેલો છે પણ મને એક સંશય છે તો તેમાંથી મુક્ત કરશો કે એ સાંભળી નિવૃત્ત થાઉં!

**વિચાર—**હવે તારે શો પ્રશ્ન પૂછવો છે કે તું આટલી બધી ગુંચવણમાં આવી પડયો છે?

**ચિત્ત—**આ જગતમાં લાખો ને કરોડો મનુષ્યો ઇશ્વર ખોળવાની ધુનમાં, દેવદર્શનમાં, તીર્થ, યાત્રા ને મદિરો, તથા કથાઓ હમેશાં

સાભળ્યા કરે છે અને પોતાનો આખો જન્મારો માળા ફેરવવામાં કાઢે છે પણ સાફ ઠ જેવા કેમ રહે છે એમા મને કશુએ સમજાતું નથી તો આપ તેનો ખુલાસો કરવા કૃપા કરશો ?

**વિચાર**—હે બુદ્ધિશાળી! તે જે સૃષ્ટિના ભક્તોની વાર્તા કહી તેમા દેવદર્શન, મંદિર, તીર્થ એ સ્થાનનો દોષ જરા પણ નથી પણ પ્રથમ તો તે પોપ ભક્તોને (માળા ફેરવનારા વગેરે) ઇશ્વર જાણવાની જરાએ દરકાર હોતી નથી છતાં દુનિયામાં, વાહવા કહેવડાવવા માટે તેમજ ભલામા ખપવા માટેજ ઉપરની ટાપ ટીપ કરે છે ને ખોટી રીતે ધર્મને બહાને લાખો રૂપિઆ ઉડાવે છે એનુ છૂપુ કારણ તો જૂદુજ હોય છે પણ અંતકરણમા બીલકુલ લાગણી હોતી નથી તો પછી પોતાનુ કલ્યાણ ક્યાથી થાય, તે ઉપર એક ભક્તની સાખી કહુ છુ તે તુ સાભળ.

**સાખી**

હરિ ભજતાં જોઇએ હેત પ્રીત,
માહી આતુરતા સતની રીત,
સદ્ ગુરૂનુ શરણુ ગ્રહવુ ખપે,
હરિના કાજે મન બહુ તપે.
તે નર પામે હરિ નિર્વેદ,
**અખા** એજ ભજવાનો ભેદ;
આર્ત વિના ભજે શુ થશે,
પીતળ સોનામા કેમ જશે.

ઉપર બતાવેલી સાખીના જેવા ખરા પ્રેમી ભક્તોનેજ **ઈશ્વર** મળી આવે છે બાકીના ડોળ ઘાલુ તો તારા કહેવા પ્રમાણે (ઠ) જ રહેવાના અને ઉલટા ધોબીના કૂતરાની પેઠે નહી ઘરના ને નહી ઘાટના એમ થવાના.

**ચિત્ત**—હે મહારાજ, એવા ઠગ ભકતોને તો મે ઓળખ્યા, પણ ઘણા ઠેકાણે કથા પ્રસગે મે સાભળ્યુ છે કે ગમે તેવા દાંભિકને પણ એક ક્ષણવાર માત્ર સત્સગ થાય તો એના તમામ પાપો બળી જાય છે અને આતો એમની આખી જીદગી સુધી સાધુઓ અને બ્રાહ્મણો પાસે સમાગમ કરે છે તેમજ મ દિરના ઉમરા અને માળાના મણકાઓ ઘસાવી નાખે છે છતા એ સાધુ, અને બ્રાહ્મણો એમનુ કલ્યાણ કેમ કરી શક્તા નથી અને તે સંત ખરા કે નહી

**વિચાર**—હે ભક્ત ચદનના વૃક્ષો તે શું ઠામ ઠામ મળી આવતાં હશે! ને **પારસમણિ** તે કઇ રોડાની પેઠે રખડતી હશે. એ વસ્તુ તો કોઇ ભાગ્યસાળી પુરૂષનેજ પ્રાપ્ત થાય છે ને એવા સતો તો હજારોમા તો શુ પણ લાખોમાં એકાદ ભાગ્યેજ મળી આવે છે નહી તો ઉપર જણાવી ગયેલા પેલા ઠગ ભકતોનાં માથા મૂડનારા આજ કાલ કુંઝરાની પેઠે દુકાનો માંડી જગતને ધુતી ખાનારાઓનો તો પાર રહ્યો નથી અને એમની સાથે સત્સગ કરવાથી કલ્યાણ શા રીતે થાય ને એમને સંત પણ કેમ કહેવાય ઊલટા એવાઓ તો ધર્મને બહાને લોકોની, બહેન, દીકરીઓને મ દિર જેવા પવિત્ર સ્થાનમાં નવી દુનિયા બતાવી ભ્રષ્ટ કરે છે જેથી એમનો સગ કરવા કરતા ઘરમા બેસી રહેવુ હજાર દરજ્જે સારૂં સમજવુ એટલાથી એ દુષ્ટોને તૃપ્તિ નહીં થવાથી યુવાવસ્થાવાળી વિધવાઓને પણ પોતાની જાળમાં સપડાવે છે ને કોઇને ગર્ભ રહ્યો તો તેનો પાત કરવામાં પણ એ ક્રૂર રાક્ષસો પાપ સમજતા નથી વળી એમનુ ધન ફોસલાવી લઇ તે ઉપર વળી પગ ચપી વગેરે સેવા ચાકરી કરાવે એ તો જૂદુંજ સમજવું એવાં દાસપણાના કામો તો આપણી ભોળી ભામનીઓ હોસે હોંસે કરે છે ને જાણે છે કે આતો વૈકુઠમાં પહોચાડી દેનારા મહાત્મા છે.

બંધુઓ જ્યા આપણે આપણું પાપ ધોવા જતા હોઇએ એવા પવિત્ર સ્થળમા જ્યારે આવાં દુષ્ટ કર્મો થાય છે તો તે મકાનોને મદિર કહેવા કરતા બાજરૂ કહેવુ એમાં ખોટુ શું છે! જ્યારે આવી રીતે દેવદર્શનને બહાને કુકર્મો થાય છે એવુ આપણા ગૃહસ્થ પ્રેમલા શ્રદ્ધાળુ ભકતો જાણે છે ને ખાસ પોતાના ઘરની વાત હોય છે તો તે છૂપાવી રાખી આખ આડા કાન કરે છે અને તે નીભાવી લે છે પણ ઘરમાં સ્ત્રીઓને દર્શન કરવા ન જવું તેવું કહી શકતા નથી કારણ કે પોઝી-સનને ધક્કો લાગે એવા મિથ્યા ડરના લીધેજ પેલા ફોલી ખાનારા ગીધોનો કેડો (સગ) છોડતા નથી એથીજ એ બગ મહાત્માઓ ફાવી ગયા છે માટે આજના જમાનાના જેવા ભકતો છે તેવાજ એમના આખોમા ધૂળ નાંખનારા મહાત્માઓ પણ મળી આવ્યા છે પછી દોષ કોનો કાઢવો તે ઉપર એક સાખી કહું છુ તે તું સાભળ

## સાખી.

ગુરૂ લોભી ચેલા લાલચુ, દોનુ ખેલે દાવ,
બુડે બિચારા બે જણા, બેઠે પત્થરકે નાવ

હે **ચિત્તસેન**, તારા જેવા ઇશ્વરને જાણવાની જીજ્ઞાસાવાળા શિષ્યો તો થોડાજ હોય છે ને એમના પ્રેમના લીધે એમના જેવા ગુરૂઓ પણ થોડા હોવા છતાં આપો આપ મળી આવે છે ને એમના ધારેલી વસ્તુ ( આત્મા ) ની પ્રાપ્તિ પણ થાય છે.

**ચિત્ત**—હે ઇશ આપ કહો છો કે એક બ્રહ્મ ચૈતન્ય ઇશ્વર સઘળે રમી રહ્યો છે ને તે આનંદ સ્વરૂપ છે તો કોઇ દુ:ખી કોઇ સુખી એમ ભિન્ન ભિન્ન કેમ જણાય છે.

**વિચાર**—એ ઉપર એક વાર્તા કહું છું તે સાંભળ. **માયાપુર** કરીને એક ઘણુંજ વિસ્તીર્ણ નગર હતું એમાં **મનોરાજ** કરીને એક

ચિતારો રહેતો હતો ને તે ચિત્ર કળામાં ઘણોજ પ્રવીણ હતો. ચિત્ર કળાની કલમ એના હાથે એવી બેઠેલી હતી કે જોયેલુ અગર વગર જોયેલુ ચિંતવન કર્યાની સાથેજ એની મેળે ચિત્રાઇ જતું હતું જેથી એણે એક સુંદર પડદો ચીતર્યો હતો કે જેની અંદર આ સૃષ્ટિનો તમામ દેખાવ દેખાડવામા આવ્યો હતો તેમા એક પણ વસ્તુની ખામી રાખવામાં આવી નહોતી, ને આબેહુબ દેખાવ માલુમ પડતો હતો, એ પડદાની અંદર કેટલાક મનુષ્યો નાણાનો થેલીઓ ભરી બેઠા બેઠા પૈસા ગણ્યા કરતા હતા. તો વળી કેટલાક ગાડી ઘોડામા બેસી બાગ બગીચાની અંદર ફરવા જવાની તૈયારી કરી રહ્યા હતા, વળી કેટલેક ઠેકાણે લગ્નની ધામધુમ હોવાથી ગાન તાન સાથે નાના પ્રકારનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં અને આતસબાજી છોડવામાં આવતી હતી ને વરરાજાને તો હર્ષનો પાર પણ રહેતો નહોતો એવું એની મુખાકૃતિ ઉપરથી જણાઈ આવતુ હતુ વળી કેટલાક ભિક્ષુકો લાંબા હાથ કરી યાચતા હતા તેમને દાતારો હસ્તે વદને દાન આપતા હતા. વળી કોઈ જગાએ મરણ પ્રસંગ હોવાથી કેટલાક જન લમણે હાથ દઇ રોતા હતા તો કેટલાંક છાતીને માથા કુટતા હતા, વળી દુકાનદારો દુકાનપર બેસી સૌ સૌના ધધામાં આપ લે ના સોદા કરી રહ્યા હતા. કોઇને ફાંસી દેતા હતા તો કોઇને ફુલેકે ચઢાવતા હતા, તો કોઇને પાલખીઓમાં પધરાવવામાં આવતા હતા, એવા હૃદય ભેદક દેખાવ તે ચિતારાએ પોતાની કલમવડે ઘણોજ રંગબેરંગી અવાર-નવાર ચીતર્યો હતો એમાં ખરૂં જોનારાને તો માત્ર રંગ વિના બીજું કાંઇ પણ માલુમ પડે નહીં અને કેટલાક મૂર્ખ માણસો આ પડદામાં ચીતરવામાં આવેલાં પૂતળાંનો મિથ્યા સુખ દુઃખનો દેખાવ જોઇ તેને સાચુ માની હરખ શોક કર્યા કરતા હતા એટલે સુખ દેખી

કુલાઇ જતા ને દુઃખ દેખી પોક મુકી રોવા મંડી પડતા હતા. પણ ખરા પરિક્ષકો તો એ પડદાનુ બરાબર નિરીક્ષણ કરી એમ કહેતા કે આ જગત એ આ પડદા જેવું છે કારણ કે જેમ પડદો છે એમ આ જગત છે ને પડદામા જે ચિત્રામણ નજરે પડે છે તેમ આ જગતમાં વસનારા તમામ પ્રાણીઓ તથા જે કંઇ દેખાય છે એ બધુ પડદાના ચિત્રામણ જેવાં સમજવાનાં છે તે ચિત્રામણમા જેમ કોઇ સુખી દુઃખી નથી કારણકે તે સાચું નથી તેમ આ જગતમાં પણ જે સુખ દુઃખ છે તે સાચાં નથી એતો માત્ર કલ્પનાજ છે અને તેમા સત્ય કંઇ નથી તુંતો આનંદ સ્વરૂપ છે માટે જગતમા સુખ દુઃખ ચિતારાના ચિત્રામણ જેવાં સમજવાં એ ચિતારો તે તું પોતે જ છે તારી કલ્પના જેમ જેમ થાય છે એમ તેવુ તેવું તને ભાસે છે ને જ્યા તુ જેવો ત્યા હુ તેવો થઇ તને ઉકેલ પાડી આપુછુ એ કર્તવ્ય મારૂ છે તું એ ચિત્તને હુ તારો પુત્ર વિચાર છુ પણ હું તારાથી નાનો હોવા છતા મારા બુદ્ધિબળના વિચારે કરી હાલ ગુરૂ થઇ તને ઉપદેશ કરૂછુ પણ ખરૂં જોતાં હું ને તું એ જુદા નથી તારી સત્તા એ હું ને મારી સત્તા એ તું એમ ઓત પોત એક સ્વરૂપ છીએ ને એ પણ કલ્પના માત્ર કહેવામા આવ્યુ છે વાસ્તવિક તો સર્વ બ્રહ્મ છે.

**ચિત્ત**—હે સ્વામી બ્રહ્મ એટલે શું સમજવું ?

**વિચાર**—જેમ નિદ્રાધીન પુરૂષને સ્વપ્ન પ્રાપ્ત થાય છે ને તેમા સંસારનો તમામ વૈભવ ભોગવે છે એ વૈભવ સાચાનો જેવો જણાય છે પણ તે સ્વપ્નાનો નાશ થવાથી અદૃષ્ય થઇ જાય છે ને કંઇપણ રહેતું નથી તેમ પુરૂષ જાણે છે કે એતો બ્રહ્મ છે એમ આજે કંઇ દેખાય છે તે તથા તું ને હુ એ પણ બ્રહ્મ માત્ર છીએ.

**ચિત્ત**—આપે આ સર્વે જગત તથા હુ તમારા સુધી પણ બ્રહ્મ કહ્યું છતાં કાર્ય કારણ સહિત કેમ દેખાય છે

**વિચાર**—હે વત્સ હમણાં મેં કહ્યું છે કે સર્વે સ્વપ્ન તુલ્ય છે જેમ સ્વપ્નમાં તમામ જગત કાર્ય કારણ સહિત સાચાની પેઠે જણાય છે પણ જેવું બ્રહ્મ માત્ર છે તેવી રીતે હું તું પણ દેખાઇએ છીએ તે પણ બ્રહ્મ માત્ર છીએ.

**ચિત્ત**—આપ કહી ગયા છો કે તું અખંડ આત્મા અવિનાશી છે ને હવે કહો છો કે બ્રહ્મ માત્ર છે એમાં સાચું શુ સમજવું.

**વિચાર**—એ વાત સાચી છે કે તું અવિનાશી છે પણ આ તારો જે દેહ છે તે વિનાશી હોવાથી બ્રહ્મ કહ્યો છે તેનાથી તુ તદ્દન જુદોજ છે.

**ચિત્ત**—જ્યારે આ દેહ પડી જાય છે ત્યારપછી અંદર રહેલો જે અખંડ **આત્મા** તે ક્યાં જતો હશે

**વિચાર**—હે શિષ્ય એ વાર્તા પ્રથમ કહેવામાં આવી છે છતાં તું પુછે છે તો સાંભળ. જેમ ઘડો ફુટવાથી ઘડાઅંદરનુ આકાશ ક્યાં જાય છે એની પેઠે આનું સમજવું.

**ચિત્ત**—આપે તો એમ કહ્યુ કે દેહ પડવાથી દેહમા રહેનારો **આત્મા** બ્રહ્મમાં મળી જાય છે ત્યારે કેટલેક ઠેકાણે કથા પ્રસગમાં મે બ્રાહ્મણો પાસે સાંભળ્યુ છે કે પુણ્ય કરનાર માણસ **સ્વર્ગમાં** ને પાપ કરનારૂ **નરકમાં** જાય છે તો **સ્વર્ગ** ને **નરક** સાચું માનવુ કે નહીં અને **પુણ્ય પાપ** સાચાં કે જૂઠાં સમજવા ?

**વિચાર**—જ્યાં સુધી મનુષ્યમાં જીવ ભાવ છે ત્યા સુધી તે સરવે સાચું માને છે પણ જ્યારે બ્રહ્મ ભાવના જાગી આવે છે ત્યારે તે બેમાંનુ એકે રહેતું નથી. ને મને ખરૂં કહેવરાવો તો **સ્વર્ગ નર્ક**

નહી હોવા છતાં ભોળા લોકોને ભય દેખાડી પોતાને રળી ખાવા માટેજ ધુતારા **લોકોએ** કલ્પિત ઉભાં કર્યા છે તેવાઓને બ્રાહ્મણ **કહેવા** નહીં. બિચારા ભોળા લોકોએ કલ્પિત ભયમાંથી છૂટવાના બહાને કરોડો રૂપિયાનાં બળીદાન આપે છે **પણ** તારે તો એટલુ **સમજવું** જોઇએ કે ઇશ્વરના દરબારમાં એવી લાચ લેવાનો રીવાજ હશે કે અને બોધ કઇ વેચાતો મળતો હશે, નહિજ જેમ **પરિક્ષિત રાજાને શુક-દેવજીએ** સાત દિવસમાં **ભાગવતની** કથા સભળાવી મુક્તિ અપાવી હતી તો તેમાં **શુકદેવજીએ** તે રાજા પાસેથી શી દક્ષણા લીધી હતી? કઇ જ નહિ પણ ઉલટો નિરાશા એજ બોધ કર્યો હતો તેથી તે રાજા મુક્ત થયો હતો, આજે એનુ એજ **ભાગવત** બ્રાહ્મણો ઘેર ઘેર ને ભમરે ભમરે પાડાની પેઠે બરાડા પાડી વાચ્યા કરે છે પણ કોઇનું કલ્યાણ થતું નથી. ત્યારે એ દોષ **ભાગવતનો** સમજવો કે, બ્રાહ્મણનો; બાઇ **ભાગવત** તો એનું એજ છે પણ એને વાચનારા લૂટારા નીવડયા તો **ભાગવતનો** શો વાક કાઢવો નહી તો એમાથી કઇએ પણ જતું રહ્યુ નથી એ નક્કી સમજવુ પણ ખામી માત્ર એજ છે કે ખરા જીજ્ઞાસુ શિષ્યો અને તેવા ગુરૂઓ મળી શકતા નથી નહી તો આજ કાલ જયા ત્યા ઢાગીઓએ તો થાણા જમાવી દીધા છે ને એમને સાચા માની લાડુ વગેરે મિષ્ટાનના બળીદાન આપનાર અંધ અને શ્રદ્ધાળુ ભક્તો પણ થોડા નથી એથીજ એ લબાડ લોકો ફાવી ગયા છે ને વગર મહેનતે પારકા માલ ખાઇ જાડા પાડા જેવા બની બેઠા છે હે **ચિત્તસેન** હવે તને સર્વ બોધ થઇ ચૂક્યો છે તો તું તારા રાજમાં જઇ પ્રથમ તો એવા ધુતારાઓને યોગ્ય શિક્ષા કર ને તારાથી બને તેટલું પરમાર્થ ( ગરીબ તેમજ ભૂખે મરતાને ) કર ને તારા આખા રાજમા સદ્બોધની વિદ્યાશાળાઓ સ્થાપજે એથી તારી

તમામ પ્રજા જ્ઞાનવાન થશે તેથી પૂર્વે કહી ગયેલા ધુતારાઓની મોહ જાળમા પડતાં બચી જશે આ વાત તું ભૂલીશ નહી એથી તારા તમામ કાર્યો સિદ્ધ થશે ને તારી અર્ધાંગના જે **લીલા રાણી** તે પણ તને મળશે પણ મારૂ વરદાન છે તેથી તું તેમા લુબ્ધ થઇશ નહીં ને રાજ્યનુ કામકાજ જીવનમુક્ત ( **જનક વિદેહીની પેઠે** ) ચલાવ્યા કરજે. તને કોઇ વખતે કાઇ સશય થાય તો મારી પાસે આવી નિવૃત્ત થજે. હુ પણ તારી સાથેનો સાથેજ છુ પણ તુ જ્યારે મને પુછશે ત્યારેજ હુ તેનો જવાબ આપીશ એ મારો કુદરતી સ્વભાવ છે.

**ચિત્ત**—આપે હમણાં કહ્યુ કે હુ પણ તારીજ સાથેછુ તો તે કેવી રીતે તે કહેવા કૃપા કરશો.

**વિચાર**—સાંભળ પૂર્વે મે કહેલુ છે કે માત્ર એક ચિદ્‌વિલાસ સર્વત્ર રમી રહેલો છે તે મારામાં ને તારામા પણ છે એને જ્યારે સ્ફુર્ણા થાય છે એટલે હુ છુ એમ જણાય છે એનુ નામ **ચિત્ત, મન, બુદ્ધિ અહંકાર,** વગેરે કલ્પિત કલ્પવામા આવે છે એ પૈકી જે **ચિત્ત તે** તુંજ છે, એને પછી એમ થાય છે કે અમુક કામનુ કેમ કરીશુ તે પછી એનો નિશ્ચય કરવામા આવે છે એનુ નામ **વિચાર** તે **વિચાર** તે હૂ પોતે છુ તે તારામા પણ છે એથી હુ તારી સાથે છુ એમ કહ્યુ હતું

**ચિત્ત**—એ તો સમજાયુ પણ આપ પ્રથમ કહી ગયા છો કે આ જગતમાં જે કઇ દેખાય છે ને જે જે ક્રિયાઓ થાય છે તે તથા તું ને હુ એ સર્વ જૂઠુ છે તો મને તમારો સત્સંગ થવાથી હુ તો મુક્ત થયો છુ તો તે વાત સાચી કે જૂઠી સમજવી.

**વિચાર**—ધન્ય છે વત્સ તને કે આવી આવી ઝીણી વાત યાદ

આવે છે એ મુમુક્ષુનાં લક્ષણ કહેવાય. હવે હું તને ઉપરની વાતની હકીકત કહું છુ.

જેમ લવણ ગાગડા રૂપે હોય છે ત્યાં સુધી લોકો તેને લવણના નામે ઓળખે છે અને તેમ કહેવાની જરૂર પણ છે કારણ કે એમ ન કહેતો તેણે વેપારીની દુકાન જઇ કેવી રીતે લાવવું પણ એ લૂણનો ગાગડો જ્યારે સમુદ્રમાં ભળી જાય છે ને તે સમુદ્ર રૂપ થાય છે એટલે જેમ એનું નામ કે રૂપ કઈ રહેતું નથી તેમ ગુરૂ શિષ્ય પણ જ્યા સુધી અજ્ઞાન છે ત્યા સુધી સંવાદ કરે છે ને જ્ઞાન થયા પછી તો પ્રથમ બ્રહ્મ સ્વરૂપ હતો ને પાછળ પણ તેવો થયો તેમા કઇ પણ કરવા જેવું નહોતું તો તે પણ બ્રહ્મ સમજવુ, અને જે મિથ્યા બ્રહ્મ થયો હતો તેજ સમી ગયો નહી તો ગુરૂએ નથી તો ચેલા ક્યાથી હોય.

હવે ઊઠ જલદી કર તારી પ્રજા તથા રાણી લીલાદેવી તથા પુત્રો વગેરે તારી વાટ જોઇ સામૈયું લઇ તને તેડવા સામા તારા ઉપવનમા આવ્યા છે એ સાભળી ગુરૂ આજ્ઞા થતાની સાથેજ રાજા તરત ઉભો થયો ને કેટલેક સુધી તો તે મહાત્મા તેને મૂકવા ગયા પછી કહ્યુ કે હે ચિત્તસેન તારી આખો મીચ, એટલે વિના પ્રયાસે તુ તારા ઉપવનમા તારી રાણી તથા પ્રજાને મળશે. એ શબ્દ સાંભળતા રાજાએ પોતાની આખો બંધ કરી દીધી તે પછી થોડીવારે ઉઘાડી જુએ છે તો પોતાના ઉપર અબીલ, ગુલાલ તથા સુવાસિત પુષ્પોની વૃષ્ટિ ચોમેરથી પોતાની વહાલી રાણી તથા પ્રધાન, નગરવાસીઓ, પુત્રો, વગેરે કરી રહ્યા છે અને અધિક આનદ ચોમેરથી ફેલાઇ રહ્યો છે ત્યારબાદ રાજાને સુખાસનમાં પધરાવી વાજતે ગાજતે ઘણા દબદબા સાથે રાજદરબારમાં લાવવામાં આવ્યો ને જય-

ઘોષના નાદ કરતી તમામ પ્રજા પોતપોતાના મુકામે ચાલી ગઇ અને આખા નગ્રમાં મંગળ સોહલો (આનંદ) વર્તી રહ્યો.

## ચિત્તસેનનો પુર પ્રવેશ.

એવી રીતે અધિક જ્ઞાનનો સંચય કરી રાજા **ચિત્તસેન** પુરમાં વાજતે ગાજતે પધાર્યો પછી કેટલાક દિવસ સુધી આરામ લઇ પોતાના ગુરૂએ કરેલી આજ્ઞા પ્રમાણે પોતાના રાજ્યમાં સુધારો કરવા સારૂ પોતાના મત્રીવર્ગ તથા ન્યાયાધીશથી માંડી મોટા હોદ્દાદારો તથા પ્રધાનમંડળને પોતાની ખાનગી કચેરીમાં સલાહ પૂછવા માટે બોલાવવામાં આવ્યા તથા પોતાના ગુરૂદેવે છેવટ જે આજ્ઞા કરી હતી તેનો રાજ્યમાં પાકો બંદોબસ્ત કરવા હુકમ ફરમાવ્યો, જેથી એમણે રાજ્યમાંથી સારા આબરૂદારને ખાનદાન કુટુંબના ને ચુનંદા બીન લાચીયા ખાસ વિશ્વાસુ નોકરો મોટા જથામા બોલાવી દરેકને જુદી જુદી તરેહનાં કામો સોંપી દેવામાં આવ્યા, તેમા પ્રથમ તો તીર્થયાત્રાઓમાં ગોર લોકોના ઘરોમા પૈસાના લોભે થતાં ખુનોના કેસો પકડવામાં આવ્યા (એટલે અજાણ્યા જાત્રાળુઓ પાસે ધન હોવાથી પોતાના મકાનમાં ઊંઘી ગયા પછી તેમની પાસેનુ ધન હોય તે લેઇને તે ઉંઘતા માણસને ટાંકામાં પધરાવી દેવામા આવતા હતા એવા ટાંકાં ગુપ્ત રીતે ગોર લોકોના ઘરમાં હોય છે) બીજુ મંદિરોના મહાત્માઓ વિધવાઓ સાથે આડે રસ્તે ચાલનારાઓના જુથને જુથ પકડી લાવવામાં આવ્યા, કોઇ શકા કરશે કે એવા ગુપ્ત દુરાચરણ કરનારા કેવી રીતે પકડાયા તો એનો ઉત્તર એ કે એ **ચિત્તસેન** રાજાના વિશ્વાસુ માણસો ઘણાજ ચાલાક હોવાથી પોતે વેશપાલટી કેટલાક તીર્થવાસી તો કેટલાક તવગર વિધવાઓ બની એ દુષ્ટોને પોતાની જાળમાં સપડાવી આખા રાજ્યમાંથી તેવો સડો

એકઠો કરી ત્રણ લાકડે લટકાવી દેવામાં આવ્યો ને ગામેગામ અનાથાશ્રમ, વિદ્યાશાળાઓ સ્થાપવામાં આવી તેમજ કૃષિવિદ્યા, હુન્નરકળા, રંગકળા વગેરે વહેવાર ઉપયોગી અનેક વિદ્યાઓથી માંડી છેવટે બ્રહ્મવિદ્યા સુધીની શાળાઓ સ્થાપી તેમાં સારા સુશિક્ષિત માસ્તરો રાખી તેમની પાસેથી શિક્ષણ અપાવવા માંડયુ જેથી પ્રજાને સારી વિદ્યા મળવાથી થોડા વરસોમાં ઘણી જ્ઞાનવાન બનીને રાજ્યનુ હિત ચાહતાં શીખી વળી રાજ્ય તરફથી લેવાતા વેરાની રકમનો હપ્તો પોસ માસમાં પરપરાથી મુકરર કરેલો હોવાથી ગરીબ ખેડુતોને ઘરમાં નવીન પાક નહીં આવી શકવાથી વેપારી લોકોના ત્યાં જળપ કરી સવાયા દોઢા કરાવી કરજે નાણાં કાઢવાં પડતાં હતાં તે મુદત ફેરવી મહા માસનો હપ્તો ઠરાવવામા આવ્યો તેથી ખેડુત પ્રજાને બેહદ ફાયદો થવા માંડયો તેમજ લગ્ન તથા મરણ પ્રસંગે નાતવરા કરી જે કરોડો રૂપિયાઓનો ધુમાડો કરવામા આવતો હતો તે બંધ કરવામાં આવ્યો ને હુન્નર તથા ઉદ્યોગ વધારનાર માણસોને પૈસાની જરૂર પડે તો વગર વ્યાજે સરકાર તરફથી પુષ્કળ મદદ મળવા માંડી તેમા કમભાગ્યે કોઈ રૂશવત લેનાર અમલદાર નીકળી આવે તો તેને શૂળીની શિક્ષા કરવામાં આવતી અને સારા ઉપદેશકો રાખી ગામેગામ વહેવાર તથા પરમાર્થનાં ભાષણો આપી પ્રજાને સારો બોધ આપવામા આવતો હતો ને પોતાના રાજ્યમા મફત માગી ખાઇ પેટ ભરનારા એક કરોડ, ચાદ્રાપાડા જેવા બની બેઠેલા અલમસ્ત બાવાઓ તથા ફકીરોને એકઠા કરી તળાવ, નહેરો વગેરે ખોદાવવાના કામે વળગાડી દેવામાં આવ્યા. એથી એમની પણ જીંદગી સુધરી ગઇ ને પ્રજા પણ એમના ત્રાસમાંથી મુક્ત થઇ, તે સિવાય કથાઓમાં ગપાગ્ર મારી પ્રજાને લુટી ખાનારા બ્રાહ્મણોને પણ બ્રહ્મવિદ્યા જેવો સારો બોધ મળવાથી તેઓ પ્રજાને નીતિનો ઉપદેશ કરે એવી ફરજ તેમના ઉપર નાંખવામાં આવી, વળી નદી-

રમાં વસનારા બ્રાહ્મણ તથા સાધુઓએ સ્ત્રીઓની સાથે એકાંતમાં કંઈ પણ કામકાજ વગેરે કરાવવુ નહિ એવો પક્કો બંદોબસ્ત કરવામાં આવ્યો, એકદરે જ્યા જ્યાં ખામી જેવુ જણાયુ ત્યા ત્યાં યોગ્ય રીતે સુધારી લેવામાં આવ્યુ એથી રાજ્યની તમામ પ્રજા સર્વ વાતે આબાદ થઈ એટલે ભેદભાવ મૂકી અભેદપણે વર્તવા લાગી આ ઠેકાણે કોઈ શકા કરશે કે શુ એ બ્રાહ્મશહુડની પેઠે ભેગુ ભોજન કરવા લાગી ! ના, કઈ ભેગુ ભોજન કરી વટલાઇ જવાથી આત્માની એકતા ગણાતી નથી પણ સર્વેમા વસનારો આત્મા એક છે એવું સમજી સૌથી હળીમળી ચાલવું ને કોઇથી ક્લેશ કરવો નહી અને જાણવુ કે હું ને એ એકજ સ્વરૂપ છીએ તો કોના વચ્ચે વેર રાખવુ એવુ સમજી **"आत्मवत् सर्वभूतेषु"** એ ભાવથી વર્તવુ એનુ નામ અભેદભાવ કહેવામા આવે છે. ખરી એકતા તો એજ કે જે જે દેશમાં જેવા કાયદા બાધવામાં આવ્યા છે તે પ્રમાણે વર્તવુ ને સર્વ સાથે મિત્રભાવ રાખી ઇશ્વર ભજનમાં તલ્લીન થવુ અને પોતાના રાજાએ ઠરાવેલા કાયદાને માન આપવુ. એવી રીતે એ **ચિત્તસેન** રાજાએ પોતાના રાજ્યમા સુધારો કર્યો તેથી રાજ્યની તમામ પ્રજા જ્ઞાન જેવી ઉત્તમવિદ્યાનો અભ્યાસ કરી જીવન મુક્તની પેઠે વીચરવા લાગી એમ કેટલોક કાળ વીત્યા પછી રાજાના મનમાં પોતાના ગુરૂને મળવાની આકાક્ષા આપોઆપ જાગી આવી તેથી તે પોતાના વડા વજીરને રાજ્યનો તમામ કારોબાર સોંપી પોતાના ઉપવનમા જઇ આંખ મીચીને ઉઘાડી જુએ છે તો પ્રથમ હતો તેના તે ઠેકાણે ગુરૂ સન્મુખ ઉભો ઉભો પ્રણામ કરતો પોતાને જોવામા આવ્યો ને ગુરૂજી પ્રસન્ન વદને કહેવા લાગ્યા કે હે **ચિત્તસેન** તું તારા રાજ્યમાં સારી વ્યવસ્થા કરી તારા પુત્રો તથા રાણીને મળી આવ્યો કે ? ને તે સર્વે તો સુખી છે ને ? હવે તારી શી ઇચ્છા છે ?

---

# ગુરૂ શિષ્યની ગોષ્ટી.



**ચિત્તસેન**—હે મહા પ્રભુ આપના પ્રતાપે સર્વ કુશળ છે ને હવે તે મારી શી ઇચ્છા હોય કારણ કે આપે મારી ઇચ્છાઓનું નિવારણ કરી ભસ્મિભૂત કરી છે જેથી હુ શુદ્ધ કંચન જેવો થયો છું પણ આપની અમૃતરૂપી વાણીથી તૃપ્તિ નહિ પામવાથી ફરીથીએનુ પાન કરવા આવ્યો છુ તો દયા કરી મારી જીજ્ઞાસા પાર પાડશો

**વિચાર**—હે વત્સ તારી શી જીજ્ઞાસા છે તે તુ સુખેથી પૂર્ણ કર હુ તારાથી કંઈ પણ છુપાવીશ નહિ માટે સત્વર બોલ

**ચિત્તસેન**—હે જ્ઞાતા ' આપ પ્રથમ કહી ગયા છો કે તુ પોતે ઇશ્વિરરૂપ છે તો હુ મને પોતાને કેમ ઓળખી શકતો નથી તેમજ મે મારા રાજ્યમા પ્રજાને સુખી કરવા સારૂ બનતો પ્રયત્ન કર્યો છતાં તે સુખ જોઇએ તેવું કેમ પામતી નથી.

**વિચાર**—હું તને જે બીજા પ્રશ્નનો ઉત્તર આપુ છુ તે ચિત્ત રાખી સાંભળ.

કહેવત છે કે પારકી આશ સદાએ નિરાશ એટલે જો પ્રજાને સુખી રાખવી હોય તો તે કામ તારૂં પોતાનુજ છે પણ તુ તો તેમ નહિ કરતા તારા અમલદારોને કહે છે કે તમે પ્રજાને સુખ આપો. પણ તેમા થાય છે એમ કે તારા રાજમાં ટુંક પગારના તેમજ વગ-વસીલા હલકા નોકરો ઘણા રાખવામાં આવેલા છે કારણ કે મોટા પગારના સારા નોકરો રાખે તને પાલવે તેમ નથી કેમકે તેમનુ ખર્ચ

શી રીતે પુરૂ પાડી શકે એટલે તે નાના ને હુકા પગારના નોકરોને નહિ છાજતા હોદ્દા આપવામાં આવે છે તેઓ તારી પ્રજા ઉપર ગેરવ્યાજબી સત્તા બેસાડી જે હક્ક તે આપવા ધારેલા તે નહીં આપતાં ઉલટા તેમને ત્રાસ આપી બળાત્કારથી પૈસા લે છે ને રાજા પ્રજા વચ્ચે બાપ દીકરાનો નાતો રહેવો જોઇએ તેના બદલે પ્રજા જે રાજાનું કે તેના માણસનુ તેડુ આવ્યુ છે એવા શબ્દો સાભળે છે તો ત્યાં ને ત્યા તે ધ્રુજવા મંડે છે ને કહે છે કે જમનુ તેડું સારૂ પણ સરકારનુ તેડુ ખોટુ તો પછી તારી પ્રજા સુખી કયાથી થાય. માટે હમેશાં બધાં કામો તારે જાતે તપાસ કરીને કરવા ને મોટા અમલદારથી તે છેક નાના નોકર સુધીનાં તમામ કામ તારે તપાસ કરીને જોવા એજ તારી ફરજ છે હવે પહેલા પ્રશ્નનુ નિરાકરણ કરૂ છુ તે સાંભળ.

જેમ પાણીમા આપણુ પ્રતિબીબ દેખાય છે પણ તે પાણી જ્યાં સુધી વહેતું હોય છે ત્યાં સુધી દેખી શકાતુ નથી પણ જ્યારે સ્થિર રહે છે ત્યારે દેખાય છે એમ આ મનરૂપી ઘોડો જ્યાં સુધી છુટો રાખીશ ત્યાં સુધી તું તારા સ્વરૂપને જોઈ શકીશ નહિ માટે પ્રથમ મનને કબજે કરવાનો ઉપાય કર. (એટલે સંયમ કરતાં શીખ.)

**ચિત્ત**—એ મન કેમ કબજે થાય.

**વિચાર**—અભ્યાસે કરીને જેમ ગાય હોય છે તે રોજ જંગલમા ઘાસ ચરવા જાય છે પણ સાંજ પડે છે એટલે ઘેરથી આવી ખીલા આગળ ઉભી રહી પોતાના ધણી પાસે ગળામાં સાંકળ બંધાવી કબજે થાય છે એ જેમ ભૂલતી નથી તે અભ્યાસનું કારણ છે એમ તું પણ અભ્યાસ કર એટલે તારા સ્વરૂપને આપોઆપ ઓળખી શકીશ.

**ચિત્ત**—મેં ઘણા ઠેકાણે એમ સાંભળ્યું છે કે આ જગતમાં બ્રાહ્મણો તથા સાધુઓ સૌના શિરોમણિ છે તેમજ પૂજવા યોગ્ય છે ને આપે તો એમના તરફ બહુજ તિરસ્કારની લાગણી બતાવી. તેથી મને સંશય ઉત્પન્ન થાય છે કે આપ એમ કેમ બોલ્યા હશો.

**વિચાર**—તુ બ્રાહ્મણ કોને સમજે છે. બ્રાહ્મણ તો એજ કે જે બ્રહ્મને જાણતો હોય ને તેજ તારા કહેવા પ્રમાણે પુજવા લાયક છે પણ હાલમાં તો કથા પ્રસંગે ગપ્પાં મારનારા તેમજ, રામલીલા, તથા રાસ ગાઇ નાચી ખાનારા, વળી તમાકુ ગાંજો માંસ, મદીરાના ઉપાસકો તે ઇશ્વરને બહાને લોકોની લલનાઓને ભ્રષ્ટ કરનારાઓ જ્યા ત્યા ઉભરાઇ આવ્યા છે તેથી મારે એમ કહેવું પડયું હતું હવે સાધુ વિષે કહુ તે સાંભળ.

સાધુ તો એજ કે જે જાણવા વસ્તુ છે તે જાણી લીધી છે તેમજ સૂકા પાંદડાની પેઠે ઇશ્વરની ઇચ્છા પ્રમાણે આ દુનિયામાં વિચરે, પરોપકારનુ કામ સતત કર્યા કરે તેજ ખરો સાધુ. બાકી હાલમા તો કેટલાક દેવાના દુ:ખે. કોઇ સ્ત્રીના કકાસને લીધે તો કોઇને સ્ત્રી નહિ મળવાથી તો વળી કોઈ રાજભયથી એમ એવાં અનેક દુખો નહિ ખમી શકવાથી (**अशक्तिमान भवेत् साधु**)ની પેઠે ભગવા લુગડાં પહેરી શીરાપૂરી જમનારા કંઇ સાધુ કહેવાય ખરા કે. આ ઉપરથી તું એમ ના સમજી શકે બધા બ્રાહ્મણો તથા સાધુઓ ખરાબ હોય છે એના માટે તો શાસ્ત્રોમાં પણ લખે છે કે "બહુરત્નોવસુંધરા" એટલે આ પૃથ્વીમાં સારાં ખોટાં એમ તમામ પ્રકારનાં મનુષ્યો તેમ વસ્તુઓ હોય છે તે સૌ સૌના સ્વભાવ પ્રમાણે વર્તે છે માટે સારા સાધુ તથા બ્રાહ્મણોની પણ ખોટ નથી.

**ચિત્ત**—આપ પૂર્વે કહી ગયા છોકે એકજ ઇશ્વર જગતમાં અનેક રૂપ ધારણ કરી રહ્યા છે તો સર્વેમા જુદા જુદા સ્વભાવ ક્યાથી આવ્યા.

**વિચાર**—જેમ તારા સર્વે અવયવો મળી આખુ શરીર એક ગણાય છે પણ તારો હાથ જે કામ કરશે તે કામ નાક અગર મ્હો કરી શકશે નહિ તેમજ નાકનુ કામ પગ અગર કાન કરી શકશે નહિં એટલે તારૂ શરીર એક છે પણ સર્વે ઇન્દ્રિયોનો સ્વભાવ જેમ જુદો છે તેમ તારા પ્રશ્નનો પણ ઉત્તર સમજવો

**ચિત્ત**—આપે પ્રથમ કહેલુ કે સર્વ પ્રાણીઓ એક આત્માના બનેલાં છે તો કોઇના પર દ્વેષ બુદ્ધિ રાખવી નહિ જોઇએ છતા દુષ્ટ આચરણના બ્રાહ્મણો તથા સાધુઓ ઉપર કયા વેરને લીધે આપે કટુ વચનનો પ્રહાર કર્યો છે શુ એમનો આત્મા એમાનો નહી હોય ને તે શુ બીજો હશે?

**વિચાર**—હું તને પ્રથમ કહી ગયો છું કે જ્યાં જ્યા તુ જેવા સ્વરૂપે થાય છે ત્યાં ત્યાં હુ તેવા રૂપે તને જવાબ આપુછુ આમા પણ તેં તેવો પ્રશ્ન કર્યો હતો એટલે મેં પણ તેવોજ ઉત્તર આપ્યો છે તુ જ્યારે વિષયની બાબતમા તલ્લિન બને છે ત્યારે હુ પણ તેવા સ્વરૂપે થાઉં છુ ને જ્યારે તુ વેપારમાં ચિત્ત પરોવે છે ત્યારે ત્યાં તેવો થાઉંછુ તું જ્ઞાન માર્ગે વળે છે ત્યારે હુ જ્ઞાની થઇ તને ઉપદેશ કરૂંછું એટલે મારો સ્વભાવ પાણી જેવો છે કેમકે જેમ પાણીમા જે જે રંગ નાંખવામાં આવે છે તે તે રંગ વાળું પાણી દેખાય છે એવો મારો સરળ સ્વભાવ છે પણ ખરૂં પુછેછે તો મારે કહેવું જોઇએ કે સાધુબ્રાહ્મણોની વાતો પણ સ્વપ્ના જેવી સમજવી કારણ કે એ સર્વ બ્રહ્મ છે.

**ચિત્ત**—હે મુનેન્દ્ર આપ કહી ગયા છોકે આજ કાલ ધર્મના નામે કુઝરાઓની પેઠે ઠામ ઠામ દુકાનો માડી બગભક્તો બેઠાછે તો તે બગ ભકતો કોને સમજવા એનો ખુલાસો કરશો?

**વિચાર**—આ દુનિયામાં ઇશ્વરી ધર્મના સેકડો પંથ ચાલે છે પણ ઇશ્વર એકજ છે તે સર્વેમા સત્તારૂપે વ્યાપી રહેલો છે એટલે કોઇ કોઇનો ધર્મ જુદો નથી તેમ ઇશ્વર પણ જુદો નથી એ સાબિત છે છતાં જે લોકો મોટા મોટા ઝઘડા કરી છેવટે સરકારી અદાલતો સુધી પણ જવા ચૂકતા નથી તો તેવાઓને કેવા સમજવા તે તારી જ મેળે સમજી લે, એમને ઉપદેશકો કહેવા કરતા દુકાનદાર કહેવા એ શુ ખોટુ છે એટલા માટે મેં એમ કહ્યુ હતુ અને એવા જે દુકાનદાર હશે તેમને રીસ પણ ચડશે પણ જેમ કચનને ડાઘ લાગતો નથી તેમ તેઓ રીસ કરી પોતાની ભુલ સમજશે તો તેમને બગ ભકતો કહેવા જોઇએ,

**ચિત્ત**—આપે કહ્યુ કે ઇશ્વર સચરાચર છે એટલે સર્વમા વ્યાપી રહેલો છે ને તે એકજ છે તો **રામ, કૃષ્ણ,** આદિ જે થયા તે ઇશ્વરમા ગણાયા ને બાકીનાઓ જીવ ભાવમા કેમ ખપ્યા તે સમજાવશો.

**વિચાર**—હે વત્સ, **રામ, કૃષ્ણ,** ને બીજા મનુષ્યોમા બીલકુલ ફેર સમજવો નહિ. કારણકે ઘરમા જેમ કોડીઆમા, ચીમનીમાં. લેમ્પમા વગેરે દીવા કરવામા આવે છે તે કરતાં વધારે પ્રકાશને માટે વીજળીના કરવામા આવે છે પણ મુખ્યસ્થાને અગ્નિ તો એકજ છે પણ દીવાના તેજમા ફેર છે કારણ કે તેમા વાપરવાની વસ્તુઓનો ફેર છે એમ **રામ, કૃષ્ણ**મા જ્ઞાનરૂપી વસ્તુઓ સારી હોવાથી ઇશ્વરમાં ગણાયા જેમ કમળપાણીમા રહે છે છતાં પાણી તેને સ્પર્શ કરી શકતું નથી ને તેજ પાણીમાં બીજી વસ્તુ રહેવાથી ખરાબ થઇ છેવટે નાશ

પામે છે તેમ આપણે પણ આ સસારમા કમળની પેઠે નહિ રહેતા બીજી વસ્તુઓની પેઠ રહીએ છીએ એટલે આપણામા તેવુ જ્ઞાન પ્રાપ્ત નહિ થવાથી જીવમા ગણાયા તો તેમા તારે સંશય કરવો નહિ કેમકે તું પણ તેવો થઈ શકે એમ છે.

**ચિત્ત**— હે પિતા! સર્વ તો અજ્ઞાની હોય છે પણ જે લોકો મોટા મોટા મહાત્માઓ કહેવાય છે ને મોટા મોટાં ધર્મના પુસ્તકો જગતને બોધ દેવા સારૂ નવીન પણ બનાવી જાણે છે તેમજ કેટલાક જાહેર રીતે બોધ પણ કરે છે છતા તેવાઓમાં પણ અનેક તરેહના અવગુણો કેમ જોવામા આવે છે એનુ કારણ શુ હશે છતા એવાઓને લોકો મોટા કેમ કહેતા હશે તે સમજાવવા કૃપા કરશો.

**વિચાર**—હે પુત્ર એમનામા જે અવગુણ જણાય છે તે એમના ચૈતન્ય આત્મામા નથી પણ એ રોગ મનનો છે. ને મનનો સ્વભાવ ઘણો વાચાલ છે તેથી કોઇ વખતે તેના હારવાથી હારાઇ જાય છે ને અનેક ભુલો પણ કરે છે છતાં એમનામા બીજા મોટા ગુણો વિશેષ હોવાથી તેવા નાના અવગુણો ઢકાઇ જાય છે ને તેથીજ એ મોટામાં ગણાય છે જેમકે એક ખાડામા ગદકી ભરેલા કપડા ધોવાથી તેનું પાણી ખરાબ થઈ જાય છે અને તે પછીથી કોઇના ઉપયોગમા આવી શકતુ નથી પણ જેમ સમુદ્રમા ગંદકી ભરેલી ગટરોને ગટરો આવે છે છતા તે મોટો હોવાથી તે ગંદકી કયાએ સમાઇ જાય છે કે તે નજરે પણ દેખાતી નથી ને ઉલટા સૌ એનુ પૂજન કરે છે એમ એ મહાત્માઓ તેવા સમુદ્રરૂપ હોવાથી એમનામા થોડા કુકર્મો રૂપી મલીનતા મળવાથી તે કંઇ મેલા થઇ શક્તા નથી. તું તારા દેહનો જ તપાસ કરી જોકે તારા મ્હોંમાંથી કેવા અમૃત વચનો નીકળે છે જેથી તુ બ્રહ્મવેત્તા જ્ઞાનીઓમાં ગણાય છે છતાં તારામા ગુદારૂપી જા

જરૂ કેવુ ખરાબ છે ને તેમાથી કેવી ખરાબ વાસ નીકળે છે એમ સર્વમા થોડી ઘણી ખોડ હોય છે પણ મોટા પુરૂષોમાં એવી નજીવી ખોડ તે એમને એક માનની નિશાની તરીકે સમજવી. ને જ્ઞાનીએ તો જ્ઞાનીજ જાણવા કારણ કે એમનામાં મોટામાં મોટો ગુણ એ હોય છે કે કોઇનુ પણ બૂરૂ કરવા સ્વમામાં પણ ચિંતવન કરતા નથી ને પરોપકાર એ એમનુ જીવન છે.

**ચિત્ત**—આપે આ જગતને સ્વમા જેવું છે એમ કહ્યું છે પણ તે સ્વમાના નાશ થવાથી એમાનુ કાઇ જણાતું નથી ને જગત તો સદાકાળ જણાય છે તેમજ સ્થિર થઇ રહેલુ છે. જુઓ આ પૃથ્વી ઉપર આપણે વસીએ છીએ તેમજ હરીએ ફરીએ છીએ તો પછી તેને સ્વમાની ઉપમા કેમ અપાય ?

**વિચાર**—આ પૃથ્વી શેના ઉપર રહેલી છે તે તું કહે ! એટલે પછી હુ તારા પ્રશ્નનો જવાબ આપુ

**ચિત્ત**—એ વાતનો તો હુ મારા મન સાથે ઘણો વિચાર કરી જોઉછુ પણ મને એમા કંઇએ પણ સમજાતુ નથી કે પૃથ્વી શેના ઉપર હશે.

**વિચાર**—એટલાજ માટે એને સ્વમાની ઉપમા આપવામાં આવી છે સાચુ હોય તે તો તુરત સમજાયા વિના રહે નહિ.

**ચિત્ત**—ત્યારે સાચુ શું ?

**વિચાર**—આ સબંધિ તને અનેકવાર કહ્યું છે છતા પૂછેછે તો સાભળ, સાચું તો એજ કે જે સત્તાવડે કરી આ વિવિધ પ્રકારનું જગત ઝળકી રહેલુ છે માટે એ સત્તાએજ સત્ય છે ને તે આદિ અનાદિની છે તો એનુ વારેવારે શું વર્ણન કરી બતાવું.

**ચિત્ત**—આપે જે સત્તા કહી તેનું સ્વરૂપ કેવું હશે ?

**વિચાર**—સત્તાનુ તે કાંઇ સ્વરૂપ હોતું હશે તે તુજ કહેને જેમ તુ રાજા હોવાથી તારી સત્તાના ભયે કરી તારી તમામ પ્રજા નિયમમા રહી ચાલે છે ને કોઇપણ પ્રકારના ઉપદ્રવ કરી શક્તી નથી ને સદાચારથી વર્તે છે તે બધા તારી સત્તાનો પ્રતાપ છે એમ તું સમજ. એની માફક ઇશ્વરી સત્તાને પણ જાણી તેના સ્વરૂપમા તલ્લીન થઇ જા.

**ચિત્ત**—હે પિતા આપ પ્રથમ કહી ગયા છો કે જગત સ્વપ્ના જેવુ છે એ કેમ સંભવે કારણ કે સ્વપ્નુ તો અલ્પકાળ સુધી રહે છે ને જગત તો દીર્ઘકાળ સુધી દેખાયા કરે છે તો એ બેની સરખામણી કેમ કરાય.

**વિચાર**—હે વત્સ, કોઇ દુઃખી માણસ હોય ને તેને શરીરે ઘણો વ્યાધિ થવાથી બરાડા ને બુમો પાડતો હોય ને મ્હોઢેથી કહેતો હોય કે આજની રાત્રિ તો મને યુગ જેવડી લાગી ને કેમ કરી જતી નથી અને કોઇ સુખી માણસ સુખો ભોગવતા છતા વૃદ્ધ થઇ જાય છે ત્યારે કહે છે કે ભાઇઓ વખતને જતાં વાર લાગતી નથી ને હુ તો જોતા જોતામા ઘરડો થઇ ગયો છુ. એમ એકને અલ્પ કાળ ઘણો લાંબો લાગે છે તો બીજાને દીર્ઘ કાળ ટુકો જણાય છે એમ સ્વપ્નાવસ્થ પુરૂષને જગત અલ્પકાળનું દેખાય છે ને જાગૃત પુરૂષને સ્વપ્ન અલ્પકાળનુ ભાસે છે પણ એ બન્નેની અવસ્થા સરખી હોવાથી શાસ્ત્રકારોએ સરખા ગણ્યાં છે.

**ચિત્ત**—હવે મારા તમામ સશય છેદાઇ ગયા છે ને કોઇ વાતની ભ્રાન્તિ રહી નથી તો હવે મારૂ શું કર્તવ્ય છે તે કહો કે આપની આજ્ઞા માન્ય કરી તત્પર થાઉ.

**વિચાર**—હવે તુ શુદ્ધ કચનરૂપ થયો છે તે મારા સમજવામાં આવ્યુ છે તને થએલું જ્ઞાન સદાકાળ વાસ કરશે માટે અહીંથી તું તારા રાજનગરમા જા ને તારી તમામ પ્રજા સુખી છે કે દુ:ખી તે તપાસવાનું કામ બીજા કોઇથી નહિ તપાસરાવતા તુ તારી જાતે છુપા વેશથી ચર્ચા જોજે એટલે એમનાં ખરા દુ:ખ તારા સમજવામાં આવશે ત્યારબાદ તું વગર વિલબે એમની હરકતો દૂર કરજે ને તારી પ્રજાને તારા પુત્રો સમાન લાડ લડાવજે હવેથી તારૂ કર્તવ્ય એ છે કે ગરીબ ગરબાઓની સદાકાળ સભાળ લેવા ભૂલીશ નહિં. ઉઠ જલદી કર. એમ ગુરૂ આજ્ઞા થતાની સાથે ઉભો થયો ને ગુરૂ દેવ પણ તેની સાથે સાથે વળાવવા ચાલ્યા કેટલેક છેટે ગયા પછી પેલુ સરોવર આવ્યુ, એટલે મહાત્મા બોલ્યા કે–હે **ચિત્તસેન** તુ પેલા સરોવરમા ઉતરી સ્નાન કર, જેથી તે પાણીમાં ઉતરી ડુબકી મારી ડોક કહાડી બહાર જુએ છે તો ગુરૂએ નહી ને કોઇ નહી પણ પોતે પોતાની રાજસભામા કારભારીઓ તથા અન્ય મનુષ્યો વગેરે કચેરીમા જોવામા આવ્યાં ને તે સર્વ સભા પોતાને વધાવી લે છે તે પોતે જુએ છે

## ચિત્તસેનનું ફરી પુરગમન.

એવી રીતે ગુરૂ આજ્ઞા થવાથી **ચિત્તસેન** રાજા પોતાના પુરમાં આવી સહુ કુટુબ તથા પ્રજાજનો તથા કારભારીઓને મળ્યો ને પોતાનુ રાજ્ય ચલાવવા લાગ્યો તે પછી ધીરે ધીરે પોતાના ગુરૂના કહેવા પ્રમાણે રાત્રિના વખતે કોઇ ન ઓળખી શકે તેવા વેશમાં પોતાની પ્રજાની ગુપ્તપણે નગર ચર્ચા જોવા લાગ્યો તેમજ આખા રાજ્યમાં ફરી તપાસ કરવામા ખામી રાખી નહી એમ જાતે તપાસ કરવાથી

પોતાના રાજ્યમાથી કેટલાક હલકા પ્રકારના અકુલીનને મંદ બુદ્ધિના ગરીબ પ્રજાને ફોલી ખાનારા લાચીયા કારભારીઓ મળી આવ્યા તેમને દેશ નિકાલની શિક્ષા કરવામાં આવીને તેવા કાટાઓ નાબુદ થવાથી તમામ પ્રજા અનહદ આનંદ ભોગવવા લાગી એમ ઘણાવર્ષો સુધી સારી રીતે સુખ શાન્તિથી રાજ ચલાવ્યા પછી રાજા તથા રાણી વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયાં તેથી પોતાના વડાપુત્ર બુદ્ધિસેનને રાજ્યગાદીએ સારા મુહુરતમાં મોટી ધામધુમ સાથે બેસાડવામા આવ્યો ને પોતે બાકી રહેલુ આયુષ્ય ઇશ્વર ભજનમા વ્યતિત કરવામા ગાળ્યુ.

**રાજા તથા રાણીનો અવસાન કાળ.**

એવી રીતે ઇશ્વર ભજન કરતાં કરતાં રાજા રાણીનો મરણ કાળ નજદીક આવી પહોચ્યો તે દિવસે બન્ને જણ સવારમાં વહેલાં ઉઠી પોતાના કુટુંબ તથા મંત્રી વર્ગને પાસે બોલાવી પોતાનું તમામ વૃત્તાંત જણાવી દીધુ ને જે જે શીખ ભલામણ કરવાની હતી તે કરી દેવામાં આવી જેમ કોઇ સંસારી પુરૂષ વિવાહની મોટી ધામધુમની તૈયારી કરી રહ્યો હોય તેમ પોતાની વહાલી રાણી પાસે ગોબર મગાવી પવિત્ર ગગાજળવડે જમીન લીપાવી તે ઉપર દર્ભાસન તથા તુળસી મૂકવામાં આવ્યુ ને જોડે દીપક પણ પ્રગટાવવામા આવ્યો હતો પછી રાજા તથા રાણી બન્ને શુદ્ધ કરેલી પવિત્ર જગોમા પદ્માસન વાળી બીરાજમાન થયાં ને બન્ને જણ યોગને ધારણ કરી એક ચિત્ત થયાં કે તુરત તેમનો પવિત્ર આત્મા પચતત્વ પામ્યો તે વખતે આકાશમાં ગેબી શબ્દો સાથે દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા ને ચારે તરફ આનંદ છવાઇ રહ્યો.

**ટીપ.—**

આ પુસ્તક લખવાનો હેતુ કોઈ પણ વ્યક્તિને ઉદ્દેશીને નથી

તેમાં ગોઠવવામાં આવેલા પાત્રો પોતાના દેહમા તપાસ કરવાથી મળી આવશે તેમાંથી સદ્‌ગુણનાં પાત્રોનો ભાગ ગ્રહણ કરવાનો છે ( એટલે હંસવૃત્તિ રાખવી. કાગવૃત્તિ રાખશો નહિ. ) ને દુર્ગુણનાં પાત્રો અસાર સમજી ત્યાગ કરશો એવો પુસ્તક કર્તાનો હેતુ છે.

## ( રાગ ) પ્રીતમના મહીનાનો.

**ચિત્તસેન** ચિદમાં મળી ગયો, થયો સ્વયમ્ પ્રકાશ,
કાયા કુસુમ ઢગલો થઈ, પહોચી ઉરની આશ ચિત્ત૦ ૧
જેમ **મીઠુ** જળમા ભળે, **પાળો**[1] પાણીની માય,
સાકર દુધ થયા એકઠા, જુદાઈ શી જણાય ત્યાય. ચિત્ત૦ ૨
કરમ બળી ગયાં બાપડા, જોવા ન મળે જાગ્ય,
**આત્મા અર્ક**[2] ઉદય થયો, પૂર્ણ ઉઘડ્યા ભાગ્ય. ચિત્ત૦ ૩
જીવ શિવની થઈ એકતા, ભાગી ગયો સબ ભર્મ,
ઓળખ્યો પોતાનો **આત્મા** જાણ્યો સર્વ તે મર્મ. ચિત્ત૦ ૪
નિર્ગુણ સગુણ નીહાળીયું, જાણ્યો સસારનો સાર.
આપોઆપ **અમરાપુરી** પહોચ્યો તે નિરધાર. ચિત્ત૦ ૫
સવત **ઓગણીસીતરે** રૂડો **મહા** તે માસ,
સુદ પુનમ શુક્લપક્ષમા, કીધો ગ્રથ પ્રકાશ. ચિત્ત૦ ૬
ભલો વાર [3]**ભ્રગુતણો** અમૃત ચોઘડીયુ સાર,
ગુરૂ પ્રતાપે ગુણ લહ્યા, વળી ઈશ્વરનો આધાર ચિત્ત૦ ૭
જ્ઞાની ધ્યાની સંતજન, કોઇ ન વદશો ખોડ,
**જીવો** કહે સૌ બોલજો, જય જય **શ્રીરણછોડ** ચિત્ત૦ ૮

---

૧. બરફ. ૨. સૂર્ય. ૩. મગળવાર

# આત્મના મહીના.



( ફૂંનુ ઉરત કયારે આવસે—એ રાગ )

## ૧ કારતક માસ

કારતકે કાળ ઘેરી રહ્યો, જાગી જો અજ્ઞાન;
માયામા મોહી રહ્યો મુરખા, ભુલ્યો પોતાનુ ભાન. કારતકે૦ ૧
મોહ્યો તે નારીના નેહમાં, મોહ્યો પુત્ર પરીવાર,
મોહ્યો તે ધન્ય માલમાં, મોહ્યો કણને કોઠાર. કારતકે૦ ૨
મોહ્યો જોઈ વાડી બંગલા, મોહ્યો ગામ ગ્રાસ,
મોહ્યો તે રાગને રંગમા, જોઇ ઉંચા અવાસ. કારતકે૦ ૩
મોહ્યો કુટુંબ જોઇ કારમુ, ઘોડાગાડી સુખપાલ,
મોહ્યો તે માનને મદમા, ચાલે ઉંધિ તુ ચાલ. કારતકે૦ ૪
મોહ્યો સગાઓના સાથમાં, દેખી ભાઇબંધ યાર,
ઘેલછામારે ઘુમી રહ્યો, ગુણહીણા ગુમાર. કારતકે૦ ૫
મોહ્યો તે માન બડાઇમા, મળ્યુ રાજનું માન;
પરમાર્થ કીધુ નહી, આવ્યુ છે અભિમાન. કારતકે૦ ૬
મોહ્યો તે જોઇ ખાનપાનને, ભાત ભાતના શાક,
જમે જમણુ જુજવી જાતના, ઘેબર પુરી દુધપાક. કારતકે૦ ૭
વસ્ત્ર વાઘા વિધવિધના, સુવા સોનેરી સેજ;
સર્વેથી શોભે શીરોમણી, સૂર્ય જેવુ છે તેજ. કારતકે૦ ૮

ગર્વના ઘોડલે ગાજતો, આસ્યા રૂપી લગામ;
છુટી મુકી ચાલ્યો સુતરા, બગડ્યુ તારૂં તે કામ, કારતકે૦ ૯
ચેતીને ચાલ તુ મૂરખા, એ રહેવાનું દીન ચાર;
જીવાના સ્વામિને સમરતાં, ઊતરીશ ભવ પાર. કારતકે૦ ૧૦

## ૨ માગસર માસ.

માગસરે મન મુશાફર, ચિતમાહી તુ ચેત;
પરપંચને દે પરહરી, કર્ય હરી સાથે હેત. માગસરે૦ ૧
કાયા નગર છે કારમુ, જેવું ઝાકળ નિર;
બેઠયો પથર કેરા નાવમા, કેમ પામીશ તિર. માગસરે૦ ૨
વાદળ કેરા જુથમાં, જેવી વીજળી થાય;
ઇંદ્ર ધનુષ્ય સમ જાણજે, એક પળમાં વેરાય. માગસરે૦ ૩
બાજીગર કેરો બગલો, દેખાય કારમુ ધામ;
વણસતાં વાર લાગે નહી, કશુ આવે નહી કામ. માગસરે૦ ૪
જેવો રંગ પતગનો. ઊડી અડવાડીએ જાય;
તેવુ તાહરૂં તું જાણજે, પુઠે પાછો પસ્તાય. માગસરે૦ ૫
જેવો તે વાસ બરાસનો, જેવો કાગળ ને પાણી;
મૃગજળ શમ આ દેહ છે, અંતે થશે ધુળ ધાણી. માગસરે૦ ૬
કાયા કુંભ માટી તણો, પાણી પરપોટો જેમ;
જોતા જોતાં જતો રહે, મિથ્યા શો ધરે પ્રેમ. માગસરે૦ ૭
કારમો કાચ એ જાણજે, ફુટે નહીરે સધાય;
નિશ્ચે જાણ રહેવુ નથી, ખાલી શાને બધાય. માગસરે૦ ૮
જાતા રહ્યા તારા જોડીઆ, મુકી અગણીત માલ,
હસી હસી તાલી લેતો હાથમાં, એમની ના મળી ભાળ. માગસરે૦ ૯

જેવું ઉડે તૂર આકડે, થાયે તેવી તારી તે રીત,
જીવાનો સ્વામિ છે શામળો, તે સાથે કર પ્રીત  માગસરે૦ ૧૦

## ૩ પોષ માસ.

પોસેકર પ્રભુથી પ્રીતડી, અજ્ઞાની નર અંધ,
જુઠ્ઠી માયા કેરી જાળમાં, બંધાણો કેમ બધ.  પોસેકર૦ ૧
માત તાત જુઠાં જાણજે, જુઠાં ભગ્નિ ને ભ્રાત,
જુઠો નારી કેરો નેહલો, વિચારી જો તુ વાત.  પોસેકર૦ ૨
જુઠું તે ધન્ય માલ છે, સુતવિત દારાને દેહ;
સગાં સર્વે સ્વાર્થી, આવી મળીઆં છે એહ.  પોસેકર૦ ૩
મામા માસી જુઠાં જાણજે, જુઠાં તાત ને માત,
સ્વાર્થ નહી થાય પોતાતણો, ઉઠી મારશે લાત.  પોસેકર૦ ૪
જુઠો તે ગામ ગરાસ છે, જુઠાં રાજાના માન,
ખંડ પડી જાશે પલકમાં, ખરે જેમ પીપળપાન.  પોસેકર૦ ૫
જુઠા બાંધબંધ આ જગતના, જુઠાં પુસ્તક પાઠ,
રાજ કાજ જુઠાં જાણજે, સરવે ઠગવાનો ઠાઠ  પોસેકર૦ ૬
જુઠો તે વણજ વેપાર છે, ખોટો ખલકનો ખેલ;
સોમણ વેળુ પીલતાં, ટાંક નહી મળે તેલ.  પોસેકર૦ ૭
જુઠો ધણી આ જગતનો, જુઠી ઘરની તે નાર,
આતશની પેરે ઉડી જશે, રહેવાનુ ઘડી ચાર  પોસેકર૦ ૮
જેવી સ્વપ્નાકેરી સાયબી, જેવો માવઠાનો મેહ.
જોતાં જોતાં જાતું રહે, નજરે નાવે ફરી એહ.  પોસેકર૦ ૯
ખોટો ખેલ સંસારનો, જેવો વાયુનો ગાભ;
જીવો કહે નિશ્ચે જાણજે, મળશે આભમા આભ  પોસેકર૦ ૧૦

## ૪ માહા માસ.

માહાએતે મોટા જતા રહ્યા, રાવણ સરખા તે રાય,
કાળ ગણે નહી કોઇને, ભજી લે જદુરાય. મહાએતે૦ ૧
કૌરવનું કુળ કાપીયુ, જરાસંગ કહીએ જેહ;
ચાંચડ વત ચોળી નાખીઓ, ખોળ્યો ના મળે એહ. મહાએતે૦ ૨
સસ્ત્રાર્જુન જેવા સાતસો, પ્રાક્રમી ગયા પૂર;
કંશને કાળે વિડારીઓ, કાળ યવન મહા ક્રર- મહાએતે૦ ૩
બાણાસુર બળીઓ ઘણો, સસ્ત્ર સામટા હાથ;
પળમા કાપી ઢગલો કર્યો, કોપ્યા જગતનો નાથ. મહાએતે૦ ૪
દંતવક્ર શીશુપાળની, ફરતી જગતમાં આણ,
કાળે કોઇને મુક્યા નહી, લીધા સરવેના પ્રાણ. મહાએતે૦ ૫
જાદવ જોર માતુ નહી, માયે કૃષ્ણનુ જોર;
દુરવાશાના શ્રાપથી તુટી ગયો બધો તોર. મહાએતે૦ ૬
ગયો નાગાર્જુન નરપતિ, ચિત્ર કેતુ નરેશ;
ક્રોડ નારી જેને હતી, કાળે પકડીઆ કેશ. મહાએતે૦ ૭
મહીશાસુર મરદન કર્યો, કપરૂ કાળનું કામ,
સગર કુળ ગયુ શામટું, જ્યા પ્રગટ્યા શ્રીરામ. મહાએતે૦ ૮
ગયો માન ધાતા મહીપતી, પરણ્યો પૃથ્વિની સાથ;
પાંચે પાડવ હીમાળે ગળ્યા, દ્રુપતિ કેરા નાથ. મહાએતે૦ ૯
કુંભકર્ણ ઇદ્રિજીતની, જમરી હુતી તે જોડ;
જીવાના સ્વામિએ શેજમા, મોડી નાખ્યો તે મોડ. મહાએતે૦ ૧૦

## ૫ ફાગણ માસ.

ફાગણે મનવો ચોદશ ફરે, ગુચે માયાની જાળ,
પૈપૈ સચી ભેગી કરે, રહેવુ કેટલા કાળ. ફાગણે૦ ૧

ખત રે લખે ખોટા ઘણા, ધનવાન થાવા કાજ,
લાખો પ્રાણી મારી કરી, લેઈ બેઠયો તું રાજ. ફાગણે૦ ૨
જુઠી તે સાખ્ય પુરતો, ડરે દીલમાં નહી લેશ,
એક દીન હેવોરે આવશે, જઈશ ઉઘાડે વેશ. ફાગણે૦ ૩
અધિકાર આવ્યો હાથમા, લાંચ લેતો અપાર;
લુટી લુટી કર્યું એકઠું, ભરી દીધા ભંડાર. ફાગણે૦ ૪
અવાસ તે ઉંચા બનાવીઆ, પાયા કાંકરેટે કીધ,
વસનારો વસશે મસાણીયે રહે છે રીધને સીધ. ફાગણે૦ ૫
ગરીબોનાં ગળાં રહેસીને, ઓકાવી લાવ્યો માલ;
જુવાનિમા જોર બહુ વાપર્યું, રૂડો જમાવ્યો તાલ. ફાગણે૦ ૬
પારકી થાપણુ ઓળવી, જમે મુકેલા દામ,
ખાલી હાથેરે તારે જવુ, ગરધવ જાત ગુલામ. ફાગણે૦ ૭
વિશ્વાસઘાત ઘણી કરે, ધન હરવાને કાજ;
માણુસ મારે તુ જીવતાં, મુઢ આવે નહી લાજ. ફાગણે૦ ૮
ક્રોડપતિ કહેવાઇ ગયો, તોહે ધન્યની રહી ખોટ,
પુન્ય દાન કાંઇ કર્યું નહી, કાળે પકડી તે કોટ. ફાગણે૦ ૯
પાછળ પસ્તાઓ પ્રાણીઓ, મોઢે મુકે નિશ્વાસ,
સમર સ્વામિ જીવા તણો, તારી પુરશે આશ. ફાગણે ૧૦

## ૬ ચૈતર માસ.

ચૈતરે ચિન્તા ઉપજી, હાર્યો હૈયામાં હામ,
કોણ હુ કયાં થકી આવીયો, મૂળ મહારૂ કીયુ ધામ. ચૈતરે૦ ૧
પવન પૃથ્વિ પાણી નહી, નહી અગ્નિ આકાશ;
નહીરે તારા કે નહી વીજળી, ચંદ્ર સૂર્ય પ્રકાશ. ચૈતરે૦ ૨
ઝાડ પહાડ હુતો નહી, નહી દીવસ કે રાત;

હાડપીંજર ઉભું થયુ, જાણી જાય નહી જાત ચૈતરે૦ ૩
માંસ રૂધિર હુતો નહીં, નહી આંખ કે કાન.
ચિંતવન ચિતમાં કરી રહ્યો, કોણ સમજે છે સાન. ચૈતરે૦ ૪
ભુખ લાગે કોણ ખાય છે, કોને વાય છે ટાઢ,
પડે કદી જો આકાશથી, કોના ભાગે છે હાડ. ચૈતરે૦ ૫
કોણ ઊંઘે કોણ જાગતો, મરી તે કોણ જાય,
આત્મા અમર કહે સહુ, ક્યાથી આવી આ કાય. ચૈતરે૦ ૬
કોણ બોલે ઘટમા રહી, હુ હુ કરી દે હુકાર,
કડવુ વચન કોઇને બોલતા, કોને લાગે દુકાર. ચૈતરે૦ ૭
હરખ શોક હુતો નહી, એ નહી માહરો ધર્મ,
અટપટી આંટી આતો ઘણી, સમજ્યો જાય નહી મર્મ. ચૈતરે૦ ૮
ક્યાંરે જાવુ ને કોને કહુ, કોણ સમજાવે ભેદ,
ત્રણે તાપથી રહ્યો બળી, પડયા સુસરા છેદ. ચૈતરે૦ ૯
જાગ્ય જાગ્ય હે જીવડા, તુ જરૂર તો જાગ્ય,
જીવાનો સ્વામિ શામળો, બાધિ બોલવે આગ. ચૈતરે૦ ૧૦

## ૭ વૈશાખ માસ.

વૈશાખે વનતે વેડીઓ, કાટયા કામ ને ક્રોધ,
મદને મછર તે વીડારીઆ, જુલમી જોરાવર જોધ. વૈશાખે૦ ૧
મોહ મુસુતનુ મર્દન કર્યું, મારી અભિમાનને લાત,
આશાને પાસથી બાંધિને, તેનો કીધો નિપાત. વૈશાખે૦ ૨
કુમતિ કાપી કડકા કર્યા, લોભને દિધો તે ડામ,
પરનિંદા દિધિ પરહરી, કાપી લીધા છે કાન. વૈશાખે૦ ૩
તૃષ્ણાનું તન તે તોડીયું, ઇરસ્યાની ફોડી આંખ;
કાળને કાપી ચૂરો કર્યો, પાપની ભાગી તે પાંખ. વૈશાખે૦ ૪

અદેખાઇને ધા ઊંડો કર્યો, થરથર કંપે છે કાય;
દંભનુ ડાચુ ભાગીયું, વેદના વિસ્મીતે થાય. વૈશાખે૦ ૫
માંનના થાનજ કાપીઆ, મોટાઇનું છેદ્યું શીશ.
વિષય કીધા સૌ વેગળા, જપે જીભ્યાએ ઇશ. વૈશાખે૦ ૬
જુઠ્ઠાઇ કહાડી જડમૂળથી, અસત્ય નહી લવલેશ;
કુબુદ્ધિને કરવત મુકીયુ, લીધો અબધુત વેશ. વૈશાખે૦ ૭
પરનારી પડથી તજી, પરધન કીધુ છે તાજ,
માયાનુ મુસ્તક કાપીયુ, બનિ બેઠો ધિરાજ. વૈશાખે૦ ૮
કાટયાં જરણા રૂપી ઝાખરા, કાપી અજાન વાડ,
થયું પાધર સરવે પાસરૂ, ક્યાથી આવે હવે ધાડ. વૈશાખે૦ ૯
ક્ષમા રૂપી ખાતર ભરી, ભક્તિ રૂપી કરો ખેડ,
ફલમાં જીવાનો સ્વામિ મળે, દુખ નાંખે સરવે કેડ. વૈશાખે૦ ૧૦

## ૮ જેઠ માસ.

જેઠે હરીને જાણવા, જોઇએ સાધન સાર;
પ્રથમ પ્રભુને પાયે પડી, લાવ્ય વિવેક વિચાર. જેઠે૦ ૧
સદ્બુદ્ધિ સાથ મિત્રી કરો, ક્ષમા સાથે કરો હેત,
મન વશ રૂપી કરો વાવણી, ખાસ્યું પાકશે ખેત. જેઠે૦ ૨
શાન્તિ સાથે સ્નેહ રાખજો, કરૂણાપર નવ કરો કોપ,
ધૈર્યનુ ધ્યાન પ્રીતે ધરો, દુઃખ થાશે અલોપ. જેઠે૦ ૩
દયાને દીનતાથી પ્રીતડી, બાંધો અપરમપાર,
પરમાર્થી પાછા પડવું નહી, કહુ શું વારમવાર. જેઠે૦ ૪
વિષય કરો સૌ વેગળા, માંડો સમરણ ધૂન,
પાપ બાળી પ્રલે કરો, પ્રગટ થાશે તે પુન્ય જેઠે૦ ૫
શરણું લ્યો, સંતોષનું, કાડો કબુદ્ધિ નાર,

હેત કરો સતસંગમા, પહોંચશો પીલી તે પાર. જેઠ૦ ૬
જ્ઞાની ગુરૂને ખોળજો, મોહન મંત્ર લેઈ મૂખ;
ચિત ચોખુ કરી રાખજે, પછે નહી રહે દુ:ખ. જેઠ૦ ૭
સુરતા શાંમળીઆ ઉપરે, આડું જોશો નહી લેશ;
વૈતરણી રહેશે વેગળી, મોઢે ચોપડી મેશ. જેઠ૦ ૮
પ્રીતીનો કરજો પાસલો, સ્નેહ સાંમળીયા સાથ;
એ વિના બીજુ ન દેખશો, સરવેમાં છે મહારો નાથ. જેઠ૦ ૯
વિશ્વાસે નથી હરી વેગળો, રહેશે પ્રેમીની પાસ;
જીવાનો સ્વામિ શાંમળો, પુરે સર્વેની આશ. જેઠ૦ ૧૦

## ૯ અશાડ માસ.

આશાડે તો અમી ઝરે, વરસે મુશળ ધાર;
હરી હરી સઘળે થઈ રહ્યુ, હૈયે હરખ અપાર. આસાડે૦ ૧
આનદ અરણુવ ઉલટયો, ઉઘડી અનુભવ આંખ;
જ્યાં ત્યા દેખે જુગદિશને, તુટી પાપ તે પાંખ. આસાડે૦ ૨
પટ તતુ ન્યારો નહી, જેવો હાટકને હાર;
તેજ પુજ તરતીખ શુ, થઈ રહ્યો એકતાર. આસાડે૦ ૩
જેમ અગ્નિને દીપક, નહી જુદા તે જાત;
જેવી વસ્ત્રના ઉપરે, પાડી ભાવશારે ભાત. આસાડે૦ ૪
એક સૂર્ય આકાશમાં, બીજો જળમાં જણાય;
એકમેકથી જુદો નહી, ભ્રાંતિ ગઈ તો ભણાય. આસાડે૦ ૫
જીવ તો શીવજ થઈ ગયો, થયું અજ્ઞાન તે દૂર,
જ્યારે જુવે ત્યાં આત્મા, ભરી રહ્યો ભરપૂર. આસાડે૦ ૬
એ વિના ઠામ ઠાલો નહી, સઘળે એનું છે રાજ;
ઉંચ નિચ એ થઈ રહ્યો, કરી રહ્યો સર્વે એ કાજ, આસાડે૦ ૭

હરી વિશ્વને વિશ્વ તે હરી, એવું અદ્ભુત છે રૂપ;
કારીગરી નહી જાયે કળી, એની લીલા અનુપ. આસાડે૦ ૮
જેવા પદારથ ખાંડના, દેખાય જુજવી જાત;
પણ સ્વાદ સરવેનો એક છે, પડી ભ્રાંતિ એ ભાત. આસાડે૦ ૯
અજ્ઞાન પડદો ફુટીઓ, તિમીર થયુ સૌ દૂર,
જીવાનો સ્વામિ સેજમાં, દેખાણો ભરપૂર. આસાડે૦ ૧૦

## ૧૦ શ્રાવણ માસ.

શ્રાવણે ગુરૂની સાનમાં, બાંધ્યો સુરતાથી તાર,
પરપચ સરવે પરહેરી, પ્હોંચ્યો પેલી તે પાર. શ્રાવણે૦ ૧
નામ નિશાનજ ઝાલીયું, એથી ભળીયું તે ભ.ગ્ય.
અતરપટ અળગુ થયું, જણાઈ મૂળ જાગ્ય. શ્રાવણે૦ ૨
જીવ શીવને ઓળખ્યા, જાણ્યાં પુન્ય ને પાપ;
કર્મ બાળી ઢગલો થયાં, જોયા ન જાય અદાપ. શ્રાવણે૦ ૩
તીર્થવ્રત કરવાં ટળ્યાં, ભાગ્યો ભ્રમણાનો કોટ,
બંધન ભિતાં ફરે બાપડાં, પીસાઇ થઈ ગયા લોટ. શ્રાવણે૦ ૪
ધ્યાન જેનું ધરતો હતો, એ તો જણાયો એહ,
બોલે તે બીજો નહી, ભાગ્યો સરવે સંદેહ. શ્રાવણે૦ ૫
પટાંત્રો પલટાઈ ગયો, દેખ્યો હરીને હજુર,
વાસ છે આખા વિશ્વમાં, ભરી રહ્યો ભરપૂર. શ્રાવણે૦ ૬
ગોળમાં ગળપણ એહનુ, કડવામાં છે ઝહેર,
દુ:ખ સુખ રૂપે પણ એહ છે, એની છે લીલા લહેર. શ્રાવણે૦ ૭
રાતો તાતો પણ એહ છે, એ છે ચિત્ર વિચિત્ર,
એહ શત્રુ છે એહનો, એહ એનો છે મિત્ર. શ્રાવણે૦ ૮
સીત વાયુ અગ્નિ એહ છે, એ છે દીવશ ને રાત.

વાસના દોરી વીંટાઈ વળી, ભુલવણીએ દેખે ભાત  શ્રાવણે૦ ૯
એના ગુણ અગણીત છે, ગણતાં નાવે પાર,
જીવો કહે ગુરૂ જ્ઞાનમાં, સમજી લેવાનો સાર,  શ્રાવણે૦ ૧૦

## ૧૧ ભાદરવો માસ

ભાદરવે ભેય ભાગીઓ, જણાયા જુગદીશ,
કોટી બ્રહ્માંડના કર્તા એ, જે છે ઈશનો ઈશ  ભાદરવે૦ ૧
તનના તે તાપ ટળી ગયા, થઈ શીતળ કાય,
આનદ સાગર ઉલટયો, હૈડે હરખ ન માય.  ભાદરવે૦ ૨
નર્કને સ્વર્ગ નાસી ગયુ, ભાગી જમડાની જાત,
વૈતરણી રહી ગઈ વેગળી, ડરતો હતો દીન રાત.  ભાદરવે૦ ૩
સત્તાવીશ કુડ હતા સામટા, કુંભિપાક આદી જેહ,
થઈ કૃપા ગુરૂ રાયની, ચુરેચુરા થયા એહ.  ભાદરવે૦ ૪
તીર્થ વ્રત તુટી પડયાં, ગયા એકાદશી અપવાસ;
બહાર જેને એ ખોળતો, જડયો પોતાની પાસ  ભાદરવે૦ ૫
જેરે જોઇએ તે એહ છે, એ છે પુરૂષને નારી.
પરણ્યો કુવારો પણ એહ છે, બનિ બેઠા બ્રહ્મચારી. ભાદરવે૦ ૬
ચિતવન કરે ચિતડા વિષે, એ પણ એનું છે કામ,
મનરૂપે મનુવો મહાલી રહ્યો, કરે કામ તમામ.  ભાદરવે૦ ૭
રૂપે અરૂપે પણ એહ છે, વર્ણન કોઇથી ના થાય,
કારીગરી ઘણી કારમી, ઝીણી નજરે જણાય.  ભાદરવે૦ ૮
રાજારૂપે પોતે થઈ રહ્યો, ચલાવી રહ્યા છે રાજ,
પ્રજા રૂપે પણ પોતે છે, સમજી લેજો સમાજ.  ભાદરવે૦ ૯

અદ્ભૂત એની કારીગરી, વિરલા જાણે તે ભેદ,
જીવાના સ્વામિના ગુણ ઘણા, વર્ણવી થાક્યા તે વેદ ભાદરવે૦ ૧૦

## ૧૨ આસો માસ.

આસોએ આત્મા ઓળખ્યો, થઇ શીતળ કાય,
જુદાગરો રે જાતો રહ્યો, જીવ શીવમાં સમાય. આસોએ૦ ૧
જેવું મિઠુ જળમાં ભળ્યુ, પાળો પાણીની માંહ;
દૂધ સાકર થયા એકઠાં, શુ બાકી રહે તાંહ. આસોએ૦ ૨
ભ્રાન્તિના ભુકા થયા, કલેશ થયો સૌ દૂર;
અજ્ઞાન અંધારું ભાગીયું, હરી જોયો હજુર. આસોએ૦ ૩
સત્સગ સુરજ ઉગીઓ, ગઈ ગુણહીણી તે રાત,
પ્રપચ પડદો ફાટી ગયો, જોઇ લીધી નિજ જાત આસોએ૦ ૪
થઇ જીવ શીવની એકતા, ભાગી ગયો સઉ ભર્મ,
ઓળખ્યો આત્મા પોતાતણો, જાણ્યો સરવે તે મર્મ. આસોએ૦ ૫
જાણ્યું પોતાના સ્વરૂપને, જાણ્યો સંસારનો સાર.
આપેઆપ અમરાપુરી, પ્હોચ્યો તે નિરધાર. આસોએ૦ ૬
ઓતપોત એક રૂપ થયો, જેવુ સોનું ને ઘાટ;
માયા મેલવણી નાસી ગઈ, કહે કુણ જુજવી જાત. આસોએ૦ ૭
હું તુ હેઠુ બેસી ગયું, પુર્યો ઓમકારમાં વાસ;
બીજું નહી તો બોલે કોણ, વાપી શાન્તિ ચોપાસ. આસોએ૦ ૮
સંવત ઓગણી અગન્યોતરો, રૂડો આસાડ માસ,
વદ છઠ કૃષ્ણ પક્ષમાં, કીધો જ્ઞાન પ્રકાસ. આસોએ૦ ૯
ભલો વાર ભેસ્પત હતો, જગતગુરૂ જે કહેવાય;
જીવો કહે કરજોડીને, લાગી લળી લળી પાય. આસોએ૦ ૧૦

## ગજલ કવાલી.

મેને એક મુલક તો જોયા, સસ્સે સબ દીયા ખોયા.
નહી ત્યાં પવન કે પાણી, ઓળખ લ્યો એહી એંધાણી,
નહી ત્યાં સૂરજ કે ચંદા, સદા રહેત આનદા. મેને૦ ૧
નહી ત્યા પૃથ્વી કે પહાડા, નહી ત્યાં મનુષ્યકા વાડા,
નહી વીજળી નહી તારા, જોઉ તો આનદ છે સારા. મેને૦ ૨
નહી જ્યા રાત કે દહાડા, નહી જ્યાં ધર્મના વાડા,
નહી ત્યાં ગુરૂ કે ચેલા, જોઊં તો આપ એકીલા. મેને૦ ૩
નહી ત્યા રાજા કે રાણી, નહી ત્યા કુવા કે પાણી?
નહી ત્યા બાપને બેટા, આપો આપ આપકુ ભેટા. મેને૦ ૪
નહી જાત્રા નહી મેળા, નહી ત્યાં છુટા કે ભેળા,
નહી ત્યા નાણાકી થેલી, જવાનુ મૂકી આહી મેલી. મેને૦ ૫
નહી ત્યાં જાગ્રત કે સ્વપ્ના, સબહી હોત હે અપના,
નહી ત્યા રેલકી ગાડી, નહી ત્યાં જગલ કે ઝાડી મેને૦ ૬
નહી ત્યાં ફેલ કે ફંદા, નહી ત્યાં મેલા કે ગદા;
નહી ત્યા હાટકે હુંડી, નહી ત્યાં દુનિયાકી રૂઢી મેને૦ ૭
નહી ત્યાં માન કે પાના, નહી ત્યાં મોટા કે નાના,
આભડછેડ ન મળે નામા, તેવા સુખરૂપ છે ધામા. મેને૦ ૮
કહો તે કયા હશે ભાઈ, નથી ત્યાં જાયા કે જાઈ;
કહો કોઈ સત હોય સુરા, જાણવેમે હોય જે પુરા મેને૦ ૯
દરદીકા દુ:ખ તો કાપો, કરૂણા કરી એટલુ આપો,
જીવાકુ એહ જોતા હે, તે માટે બહોત રોતા હે મેને૦ ૧૦

---

## કુંડળીઓ છપ્પો.

ગામ ધીણોજમાં રહું, ભાવસાર જ્ઞાતિમાં વાસ.
જીવો નામ જગ્ત કહે, છુ હરીજન કેરો દાસ.
બળદેવજીનો બેટડો, બ્હેનકોર તે મુજ માત;
ગુરૂ તો ગોવિંદ સ્વરૂપ છે, ભગવાનદાસ નિજ ભ્રાત.
ભગવાનદાસ નિજ ભ્રાત, છે વિવેકી લઘુ વિરા,
સુતનુ છે ડ્હાલભાઈ નામ, પુત્રી એક નામ છે હીરા.



ઘર બેઠે ગંગા

આત્મજ્ઞાનના ભંડાર રૂપ અમૂલ્ય પુસ્તકો.

# પારસમણી.

તથા

# અમૃત વચન.

( આ બન્ને પુસ્તકો સરકારમાં રજીષ્ટર કરાવેલાં છે )

તે પુસ્તકો વાંચવાથી અમીરસ ઝરે અને ટીપાં પડે તેવાં છે. તે વાચવા આપના કોમળ મગજને તસ્દી આપવા કૃપા કરશો. જેથી તેને નીચે મુકવાનું મન થશે નહી. ને તમો પોતાની મેળે ઇશ્વર ક્યા છે તે જોઈ સકશો, ને તમારા ત્રણે તાપ બળીને ભસ્મીભુત થઈ જશે ને આ જગતને ઇશ્વિર અને ઇશ્વિરને જગત્ તેવું ઓતપોત જોશો, કે જેના માટે અસંખ્ય મનુષ્યો ફાંફાં મારે છે. તે વસ્તુ ફક્ત જુજ કિંમતમાં આપના હસ્તકમળમા આવી બીરાજમાન થશે સર્વ મનુષ્યોનું મુખ્ય કર્તવ્ય ઇશ્વિરને ઓળખવો તેજ છે. તો ઉપરનાં પુસ્તકો અવશ્ય ખરીદો. ને તમારા આત્માને ઇશ્વરમય બનાવો. દરેક પુસ્તકની કીંમત ફક્ત રૂ. ૦-૯-૦ ની પોસ્ટની ટીકીટો બીડવાથી ઘેર બેઠે મળી શકશે. વી. પી. થી મંગાવનારે રૂ. ૦-૧-૦ વધારે સમજવો.

---

# ગરમીનો શત્રુ.

## હજારો ડબીઓ ખપી ગઇ છે ને ખપે જાય છે.

બંધુઓ જો તમે નીચેનાં દરદોથી પીડાતા હો તો ઉપર જણાવેલી દવા તુરત ખરીદો જેમકે ગુહ્યસ્થાનની ઇંદ્રિયોપર પડી ગએલી ચાંદીઓ, મસા, ધારાં, શરીર ઉપરના ફોલ્લા, ચકામાં, ગાંઠો, ચાઠાં, વીસ્ફોટક, તાળવાનુ ખવાવું, હાથ પગનું અટકી જવુ, નાસુર, સંધાનો દુખાવો, હાડગંભીર, હાથ પગના આંગળાંના ટેરવાનું પા[illegible] તજાગરમી, ગચરકાનું ફુટી નીકળવુ ગમે તેવા ખાધેલા રસપણ ફુટી નીકળવુ સ્ત્રીઓના કોઠાનો રતવા, પતનો રોગ, બદ, પરમીઆનુ થવુ, ખરજવું હાથ પગનાં તળાંઓનુ ફાટવુ, ને ગુદાસ્થાનની અંદરના તથા બહારના મસાઓનુ દુઝવુ, તથા ઝાડાની કબજીયાત તોડી ધાતુની વૃદ્ધિ કરી, અજીર્ણ, વગેરે ગરમીના તમામ દરદોને મટાડી (રોગોને જડમુળથી નાશ કરી,) શરીરને આરોગ્ય બનાવે છે માટે સત્વરે મગાવો તદન રોગ મટવા માટે ડબી ત્રણ જોઇશે અમો અપગોળા રેડવી પૈસા કઢાવવા માગતા નથી માટે પ્રથમ ડબી એક મગાવી ખાત્રી કરી લેવી.

ડબી એકની કીમત રૂ. ૧–૮–૦. વી પી ખર્ચ જુદો ચડશે.

મળવાનુ ઠેકાણું

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા.**

**મુ૦ ધીણોજ.**

તા૦ ક૦—નોટપેડ પત્ર લેવામાં આવશે નહી પત્ર વહેવાર ગુજરાતી ભાષામાં કરવો તમારૂં નામ ઠામ ચોકસ ચોખ્ખા અક્ષરોમાં લખવું.

# (મૃગી) વાઈની દવા.

આ દવાથી જુનામાં જુની ને સખતમાં સખત વાઈ નાબુદ થાય છે જેવી કે બેશુદ્ધિ આવતી હોય, હાથ પગની નસો ખેંચાતી હોય, મુઝામણ આપતી હોય, ચીસ પાડીને બેભાન થઇ જાતાં હોય, મોંમાંથી ફીણ આવતું હોય, આંખના ડોળા ફરી જતા હોય, આંખો લાલ થાતી હોય, શ્વાસ ઘેરાતો હોય, ચેહેરો લાલ થતો હોય, મોં ફરી જતું હોય, ગોળ ચક્કર ફરતો હોય, ટગર ટગર જોયા હોય, ભુખ ઓછી લાગતી હોય, ખાટી વાસ મારતી હોય, ખોટા અવાજના ભણકારા સભળાતા હોય, કલ્પીત ચિત્રો દ્રષ્ટીએ પડતાં હોય, માથું દુખતુ હોય, આંખે ઝાંખ આવતી હોય, ઉલટી થતી હોય, હાથ પગ ઉપર કીડી કે કરોળીઓ ચાલતો હોય તેવો સરવળાટ થતો હોય, વીગેરે રોગોથી મુક્ત થવુ હોય તો ઉપરની દવા તુરત મગાવો આ દવા તદન દેશી વનસ્પતિની બનાવેલી છે.

કીંમત રૂ. ૧-૪-૦. વી. પી. ખર્ચ જુદો ચડશે

મળવાનુ ઠેકાણું.

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા.**

**મુ૦ ધીણોજ.—તા. ચાણસ્મા. ( ઉ. ગુજરાત. )**



# જ્વરનો શત્રુ.

ગમે તેવો જુનો તાવ આ દવાથી મટે છે ને ગણુ, હોઠ તથા મોંનુ સુકાવુ, નિદ્રાનો નાશ, છીંક બંધ, અંગમા લુખાપણુ, અવયવોનો દુખાવો, મળનો અટકાવ, આંખોમા દાહ થવો, ઝાડો, ઉલટી થવિ, દાહ, તૃષા, કઠ, હોઠ તથા મો પાકી આવવુ મળમુત્ર તથા નેત્ર પીળા થઇ જવાં, ખોરાક ઉપર અરૂચી અંગોમાં ભીનાશ, ગતિમંદ, આળસ, મોમા મીઠાશ, મળમુ તથા વર્ણમાં ધોળાશ, શરીર અકડાઇ જવુ, ટાઢ, સળેખમ, ઓછી ઉંઘ, ઘણા દીવસનો જુનો જીણુ જીણુ તાવ તથા રોજીદો ટાઢીઓ તાવ, એકાંતરીઓ, તરીઓ, ચોથીયો વીગેરે તાવ માટે આ દવા ઘણી અકસીર છે તો જરૂર મંગાવો તદન વનસ્પતિના બનાવેલી દવા છે ઝેરી કોઇ જાતની નથી

**કીમત રૂ. ૧-૪-૦ પોસ્ટજ જુદું.**

પુસ્તક તથા દવાઓ મળવાન ઠેકાણુ

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા**
**મુ. ધીણોજ.** તા. ચાણસ્મા ( ઉ ગુજરાત.)

અમને લખવાથી મોકલી આપવામા આવશે

તા૦ ક૦ ઓડર આવ્યા પછી દરેક દવા નવી તાજી વનસ્પતિની બનાવી મોકલી આપવામા આવે છે. રોગની ચિકિત્સા લખી મોકલવાથી વધુ ફાયદો થશે.

# હરસ, મસાની

# દવા.

ગમે તેવા મસા દુઝતા હોય પણ આ દવા દીન આઠ ખાધાથી દરદી રોગથી તદન મુક્ત થાય છે જેવા કે સફરામાં બળ તથા ચટપટી થતી હોય, આગ જેવુ બળતુ હોય, ઝાડે જાતાં કરોંઝનુ પડતુ હોય ઝાડો કબજ અને ગંઠાઈ ગએલો આવતો હોય આંમળ બહાર આવતું હોય, કમ્મરમાં, પેડુમાં તથા જાંગમાં દરદ થતું હોય, લોહી પડતું હોય, દરદી નરમ પડયો હોય ને ચહેરો ફીક્કો પડયો હોય, ચક્કર આવતા હોય, કીરમજી રંગનું લોહી પડતુ હોય અથવા ચીકણું પાણી પડતું હોય અને આ દરદ વારસામાં ઉતર્યું હોય, તો પણ આ અમારી દવાથી ફક્ત આઠ દીવસમાં દરદી રોગથી મુકત થઇ આરોગ્ય બને છે. આ દવાથી અમોએ સેકડો મનુષ્યોની આશીષ મેળવી છે.

**કીંમત રૂ. ૧-૮-૦.** વી. પી. ખર્ચ જુદો પડશે.

દવા મળવાનું ઠેકાણું—

**ભાવસાર જીવરામ બળદેવદાસ કાપડવાળા.**

**મુ૰ ધીણોજ—તા. ચાણસ્મા—( ઉ. ગુજરાત. )**